૭૨૯૪

# ત્રીજા ધોરણની નોટ

તથા

# ગૂજરાતી ચોથી ચોપડી[redacted]ા અર્થ.

મુંબઈ ઇલાકાની ભૂગોળનું સામાન્ય વર્ણન, કવિતાની
સમજુતી, સહેલાં લેખાં, આંજણી, ગૂજરાતદેશનો
ઇતિહાસ, તથા જોડાક્ષરો વગેરે.

બનાવનાર,

## ફકીરભાઇ કાસીદાસ,

સુરતની નામદાર સર જમસેદજી જીજીભાઇવાળી નંબર
૧ લાની છોકરાની નિશાળના વડા માજી માસ્તર
તેના છોકરા નગીનદાસ ફકીરભાઇ કાસીદા-
સની વતી છપાવી પ્રસિદ્ધ કરનાર

દાહ્યાભાઇ જગજીવનદાસ.



(સુધારો તથા વધારો કરેલી આવૃત્તિ ૧ લી.)

કીમત સાડા ચાર આના.

મુંબઈ, તત્ત્વવિવેચક પ્રેસ.

૭૨૮૪

# मुंबई इलाको.

મુંબઈ ઈલાકાની ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબપ્રાંત; દક્ષિણે મદ્રાસ ઈલાકો અને મૈસરપ્રાંતછે; પૂર્વે રજપુત સંસ્થાનો, મધ્યહિંદુસ્તાન મધ્યપ્રાંત, બીરાર અને હૈદ્રાબાદ છે; પશ્ચિમે બલુચિસ્તાન અને અરબી સમુદ્રછે.

## मुंबई इलाकाना मुख्य पर्वतो.

૧ હાલા પર્વત,—સિંધપ્રાંતમાં.

૨ ગિરિનાર—કાઠિયાવાડમાં.

૩ વિંધ્યા—ગુજરાતમાં નર્મદાની ઉત્તરે.

૪ સાતપુડા પર્વત—ગુજરાત અને દખણમાં.

૫ સહ્યાદ્રિપર્વત અથવા પશ્ચિમઘાટ—કોકણ અને દખણની વચ્ચે

## मुंबई इलाकानी मुख्य नदीओ.

૧ સિંધુ—સિંધપ્રાંતમા વહે છે ને અરબી સમુદ્રને મળે છે.

| | |
|---|---|
| ૨ બનારસ<br>૩ સરસ્વતી | ગુજરાતપ્રાંતમાં વહેછે ને કચ્છના રણને મળેછે. |
| ૪ સાબરમતી<br>૫ મહી<br>૬ નર્મદા<br>૭ તાપી | ગુજરાતમાં વહેછે ને ખંભાતનાં અખાતને મળેછે. |
| ૮ ગોદાવરી<br>૯ ભીમા<br>૧૦ નીરા<br>૧૧ કૃષ્ણા<br>૧૨ તુંગભદ્રા | દખણપ્રાંતમાં વહેછે અને બંગાળાના ઉપસાગરને મળેછે. |

# मुंबई इलाकाना मुख्य जील्ला, संस्थान, एजन्सि अने शेहरो तथा बंदरो.

जील्ला.

शिकारपुर.
हैद्राबाद.
करांची.
अमदावाद.
खेडा.
पंचमहाल.
भरूच.
सुरत.
ठाणा.
कोलाबा.
खानदेश.
नासक.
अहमदनगर.
पुणा.
सतारा.
सोलापुर.
धारवाड.
उत्तरकानडा.

संस्थान.

खेरपुर.
कच्छ.
वडोदरा.
खंभात.
जंजीरा.
सावंतवाडी.
पंठ.
अक्कलकोट.
कोलापुर.
सावनुर.

एजन्सि.

काठियावाड.
पालनपुर.
महीकांठा.
रेवाकांठा.
पंचमहाल.
सुरत.
खानदेश.
सतारा.

शेहरो.

शीकारपुर.
करांची.
अमदावाद.
खेडा.
नडीयाद.
पंचमहाल.
भरूच.
सुरत.
वीरमगाम.
धोलका.
भावनगर.
वडोदरा.
मुंबई.
ठाणा.
खानदेश.
नासक.
अहमदनगर.
पुणा.
सतारा.

बंदरो.

जेकबाबाद.
करांची.
मांडवी.
मुद्रा.
पोरबंदर.
भावनगर.
सुरत.
मुंबई.
रत्नागिरी.
गोवा.
कारवाड.

# परचुरण दाखला

## भांजणी ( उतरती ).

૧ ૧૭ રૂપીઆની પૈ કરો; ૩૭ મોહોરના દોઢીઆં કરો.

જ—૩૨૬૪ પૈ; ૩૫૫૨૦ દોઢીઆં.

૨ ૩૬ રૂપીઆ ૨ આનાની પૈ કરો; ૬૭૮ રૂપીઆની પાવલી કરો.

જ—૬૯૩૬ પૈ; ૨૭૧૨ પાવલી.

૩ ૧૫ રૂપીઆના દોઢીઆં કરો; ૮૭૬ રૂપીઆની બેઆની કરો.

જ—૯૬૦ દોઢીઆં; ૭૦૦૮ બેઆની.

૪ ૯૪૫૭ આનાની પૈ કરો; ૬૩૪૨૧ આનાની પૈ કરો.

જ—૧૧૩૪૮૪ પૈ; ૭૬૧૦૫૨ પૈ.

૫ ૭૯૩૨૧ આના ૭ પૈની પૈ કરો; ૬૩૭૯ રૂ–૭ આનાના રૂપિયાં કરો. જ—૯૫૧૮૫૯ પૈ; ૩૦૬૨૧૩ રૂપિયાં.

૬ ૯૨ ખાંડી ૩ મણુ ૧૪ શેર ૧ પાશેર ૧ નવટાંકના નવટાંક કરો.

જ—૫૮૯૮૭૫.

૭ ૯૩૪ ખાંડી ૧૭ મણુના પાશેર કરો. જ—૨૯૯૧૫૨૦ પાશેર.

૮ ૪૦૦ મણુના અચ્છેરા કરો. જ—૩૨૦૦૦ અચ્છેરા.

૯ ૯ ગજ ૪ તસુનાં આંગળ કરો. જ—૪૪૦ આંગળ.

૧૦ ૯ ફરા ૭ પાયલી ૩ શેર ૧ ટીપરીની ટીપરી કરો.

જ—૧૨૧૫ ટીપરી.

૧૧ ૯૮ તોલા ૩૭ વાલની રતી કરો. જ—૧૧૮૭૧ રતી.

## भांजणी ( चढती ).

૧ ૬૯૫૪૩૨ પૈ એના રૂપીઆ કરો; ૨૮૪૧૬ પૈ એની મોહોર કરો.

જ—૩૬૨૨ રૂ. ૮ પૈ; ૯ મોહોર ૧૩ રૂપીઆ.

૨ ૭૯૭૮ અધી પૈના રૂપીઆ કરો; ૬૯૮૦ દોઢીયાંની મોહોર કરો.
જ—૨૦ રૂ–૧૨ આ ૫ પૈ; ૭ મો ૪ રૂ ૧ આનો.
૩ ૨૩૮૦ દુકાની એનાં પાવલા કરો; ૬૩૪૯ આનાના રૂપીઆ કરો.
જ—૯૯ પા ૪ દુ; ૩૯૬ રૂ ૧૩ આના.
૪ ૯૬૭૬૦ આનાની મોહોર કરો; ૯૩૪૭ બે આનાના રૂપીઆ કરો.
જ—૪૦૩ મો ૨ રૂ ૮ આના; ૧૧૬૮ રૂ. ૩ બેઆના.
૫ ૯૪૩૨૧ નવટાંકના મણ કરો; ૯૧૮૨૭૩૬ પાશેરની ખાંડી કરો.
જ—૨૯૪ મ. ૩૦ શે. ૧ નવટાંક; ૨૮૬૯ ખાં ૧૨ મ. ૪ શે.
૬ ૪૫૩૨ અધોળના મણ કરો; ૬૩૨૯૭ શેરની ખાંડી કરો.
જ—૭ મણ ૩ શેર ૧ પા.; ૭૯ ખાં. ૨ મ. ૧૭ શેર.
૭ ૬૩૪૯૨ આંગળના ગજ કરો; ૬૩૭૫ તસુના ગજ કરો.
જ—૧૩૨૨ ગ. ૧૮ તસું; ૨૬૫ ગ. ૧૫ ત.
૮ ૯૪૩૨૧૨ ટીપરીના ફરા કરો; ૬૩૨૯૪ પાશેરના ફરા કરો.
જ—૭૩૬૮ ફ. ૧૩ પા. ૨ શેર; ૨૪૭ ફ ૩ પા. ૩ શેર ૧ ટીપરી.
૯ ૭૪૩૪ ચોખાભારના તોલા કરો; ૫૮૭૯૦ રતિના વાલ કરો.
જ—૧૦ તો ૧૩ વા; ૧૯૫૯૬ વા ૨ રતી.
૧૦ ૫૨૦૭૩ કાગળના તાવછે એના રીમ કરો.
જ—૧૦૮ રીમ ૯ કુવાએર ૧૭ તાવ.
૧૧ ૩૧૪૨૭૮ કલાક એના દહાડા કરો. જ—૧૩૦૯૪ દિ૦ ૨૨ કલાક.

## विविधसर्वाळा, बादबाकी, गुणाकार, अने भागाकार.

૧ એક છોકરો ૯ વર્ષ ને ૭ મહિનાનો થયો ત્યારે નિશાળે બેઠો તેણે ૭ વર્ષ ને ૫ મહિના વિદ્યાભ્યાસ કર્યો, પછી ૧૨ વર્ષ ૪ મહિના

નોકરી કરી, ૫ વર્ષ ને ૬ મહિનામાં જાત્રા કરી, ૧૧ વર્ષ ૩ મહિના વેપાર કીધો, પછી ૧૧ વર્ષ ૫ મહિના ને ૭ દિવસે મરણ પામ્યો ત્યારે મરતી વખતે તેની ઉમ્મર કેટલી ? જ—૫૭ વ. ૬ મ. ૭ દિ.

૨ એક માણસપાસે એકજણ રૂ. ૧૨૫-૭-૧૧ બીજો રૂ. ૩૫-૯-૭ ત્રીજો રૂ. ૧૩૧-૩-૬ માગેછે ત્યારે એને કુલ દેવું કેટલું હશે.

જ—૨૯૨ રૂ. ૫ આ.

| (૩) રૂ. આ. પૈ. | (૪) રૂ. આ. પૈ. | (૫) રૂ. દો. બ. |
|---|---|---|
| ૩૫-૧૨-૧૧ | ૫૭-૧૧-૬ | ૫૧-૮૭- ૭ |
| ૯૭-૧૪- ૯ | ૮૫-૧૩- ૯ | ૮૮-૧૫-૧૪ |
| ૧૩૫-૧૫-૧૦ | ૬૭-૧૪-૧૧ | ૩૮-૯૭-૧૫ |
| ૨૬૯-૧૧- ૬ | ૨૧૧- ૮- ૨ | ૧૭૯- ૧- ૪. |

| (૬) રૂ. પા. રે. | (૭) મ. શે. પા. | (૮) ખાં. મ. શે. |
|---|---|---|
| ૧૩૮-૩-૮૨ | ૧૫- ૭-૨ | ૩૪-૧૨-૩૫ |
| ૫૫-૨-૮૯ | ૧૯-૧૧-૩ | ૬૬-૧૯-૨૫ |
| ૨૪-૩-૭૭ | ૩૫-૨૮-૧ | ૮૬-૧૬-૨૮ |
| ૧૩૧-૧-૬૮ | ૧૩૨-૩૮-૦ | ૭૯-૧૫-૩૮ |
| ૩૫૧-૦-૧૬ | ૨૦૩- ૫-૨ | ૨૬૮- ૫- ૬ |

૧ એક છોકરો ૧૩ વર્ષ ૪ મ. ને ૬ દિવસનો છે, ને બીજો ૮ વર્ષ ૭ મ. ને ૨૪ દિ. નો છે, તો એ બેની ઉમર વચ્ચે તફાવત કેટલો ?

જ—૪ વ. ૮ મ. ૧૨ દિ.

૨ મારીપાસે ૫૦ રૂ૦ ની નોટ હતી તે લઇને બજારમાં ગયો તેમાંથી ૨ રૂ૦ ૪ આનાના મોજાં લીધાં ૬ રૂ૦ ૨ આનાની ચોપડી લીધી ૨ રૂ૦ ૧૪ આનાની છત્રી લીધી ૩૮ રૂ૦ ૯ આના ૯ પૈ નું કાપડ લીધું ત્યારે મારીપાસે બાકી શું રહ્યું ? જ—૨ આના ૩ પૈ.

| (૩) રૂ. આ. પૈ. | (૪) રૂ. આ. પૈ. | (૫) રૂ. પા. રે. | (૬) રૂ. દો. બ. |
|---|---|---|---|
| ૫૪–૭–૯ | ૪૬–૯–૭ | ૨૭–૧–૨૬ | ૬–૫૭–૫ |
| ૨૮–૯–૬ | ૨૮–૬–૯ | ૨૦–૩–૪૦ | ૨–૮૫–૯ |
| ૨૫–૧૪–૩ | ૧૮–૨–૧૦ | ૬–૧–૮૬ | ૩–૭૧–૧૨ |

| (૭) ખાં. મ. શે. | (૮) તો. ગ. વા. | (૯) ગ. ત | (૧૦) વી. વ. કા. |
|---|---|---|---|
| ૧૬–૯–૭ | ૨૫–૧–૩ | ૨૯–૧૫ | ૩૯–૧૩–૧૨ |
| ૯–૧૭–૯ | ૧૬–૧–૯ | ૧૩–૧૯ | ૨૮–૧૭–૧૫ |
| ૬–૧૧–૩૮ | ૮–૧–૧૦ | ૧૫–૨૦ | ૧૦–૧૫–૧૭ |

૧ ૧ રૂ૦ ના ૧ મ. ૩ શે. ૨ પાશેર ઘઊં મળેછે તો ૧૨૦ રૂ. ના કેટલા ઘઉં આવશે? જ—૧૩૦ મણ ૨૦ શેર.

૨ એક ઘડીયાળ ૧ દિવસમાં ૬ મિ. ને ૧૩ સેકન્ડ આગળ ચાલેછે તો પાંચ પખવાડીયામાં કેટલું આગળ ચાલશે? જ—૭ ક.૪૬ મી. ૧૫ સે.

| (૩) રૂ. આ. પૈ. | (૪) ખાં. મ. શે. | (૫) મ. શે. પા. |
|---|---|---|
| ૧૬–૯–૭ | ૧૬–૫–૭ | ૫–૬–૩ |
| ૬ | ૧૬ | ૧૮ |
| ૯૯–૯–૬ | ૨૬૦–૨–૩૨ | ખાં.૪–૧૩–૧–૨ |

૧ ૧૫ આરબી ઘોડાની કિંમત ૬૫૦ રૂપીયાછે તો દરએકની કેટલી? જ—૪૩ રૂ. ૫ આ. ૪ પૈ.

૨ ૧૬ માણુસના ભાગવચ્ચે રૂ. ૯૬ ની સોરતીની એક ટીકીટ લીધી તેમાં તેને ૬૨૩૫ રૂ. ૧૨ આનાની સોરતી આવી ત્યારે દરએકને એમાં શું નફો થયો? જ—૩૮૯ રૂ. ૧૧ આ. ૯ પા.

(૩) રૂ. ૫૯–૧૩–૧ ÷ ૫.
૧૧–૧૫–૫

(૪) રૂ. ૯૪–૫–૬ ÷૭.
૧૩–૭–$૭\frac{૫}{૭}$

(૫) ૫૬ ખાં. ૧૬ મ. ÷ ૧૦.
૫–૧૩–૨૪

(૬) ૭૭ ખાં. ૯ મ. ૮ શે. ÷૧૨.
૬–૯–૪

# गूजरात देशनो संक्षिप्त इतिहास.

## ( ચાવડા વંશ ).

આપણા ગૂજરાતમાં જૂનાંમાં જૂનું રાજ્ય વલભીપુરનું ગણાયછે. એ વલભીપુર કાઠિઆવાડ વિભાગમાં ભાવનગરની ઉત્તરે થોડા ગાઉ ઉપર વળા કરીને ગામ છે તેની થડમાં હતું, એ રજપૂત રાજ્યની મોટી રાજધાની હતી. એ રાજ્ય કયાંથી તે કયાં સુધી ચાલ્યું તે નક્કી માલમ પડતું નથી. પણ કેટલાએક લેખઉપરથી એમાં પાંચમો રાજા શીલાદીત થયો ત્યારથી એ રાજ્યની કેટલીએક હકીકત જણાઈ આવેછે. એ શીલાદીત્ત રાજા ઇ૦ સ૦ ૩૨૯ માં લડાઇમાં મરાયો. એ રાજા વેદધર્મી ને શિવમાર્ગી હતો ને પૈસાની વાતમાં બહુ કંજુસ હતો અને તેજ સબબથી એ વલભીપુરનો નાશ થયો હોય એમ લાગેછે. વલભીપુરના નાશ થવાના કારણો એ કેહેછે. એક તો લોકો એમ કેહેછે કે વલભીપુરની પાસે ઇસાવળાના ડુંગરઆગળ એક સાધુ પોતાના ચેલા સાથ ઉતર્યો હતો. તે સાધુ પછી વલભીપુરમાં ભીખ માગવા ગયો પણ કોઇએ તેને ભીખ આપી નહીં તેથી તેણે શ્રાપ દઇ કહ્યું કે એ શેહેર ઉંધુ વળજો, ને ધૂળ મળજો તે કેહેતાંજ વલભીપુર દટાઇ ગયું ને તેનો નાશ થયો. બીજું કારણ એ કેહેછે કે એ વલભીપુરમાં મારવાડના પાલી શેહેરથી કોઈ કાકુ વેપારી આવીને વસ્યો હતો. તેની છોકરીપાસે જડાવ સોનાની કાંસકી હતી. તે એક દિવસે ઉપલા શીલાદીત્ત રાજાની છોકરીએ જોઈ તે કાંસકી જોર જુલમથી શીલાદીત્તે તેની પાસેથી લઇ લીધી, તેથી તે કાકુ વેપારી મલેચ્છ લોકોપાસે ગયો અને તેમને એક લાખ સોનૈયા આપવા કબુલ કરીને શીલાદીત્ત રાજાઉપર ચઢાઇ કરાવી, જેમા શીલાદીત્ત માર્યો ગયો અને વલભીપુરનો નાશ થયો.

વલભીપુરનો નાશ થયા પછી ચાવડા વંશના રજપુત રાજાઓએ ગૂજરાતમાં રાજ્ય કર્યું, વલભીપુર પછી એ રાજ્યની ગાદી

કચ્છના રણુ આગળ ઝીંઝુવાડાની પાસે પંચાસર નગર છે ત્યાં સ્થાપવામાં આવી. ત્યાં ચાવડાવંશનો પેહેલો રાજા જયશીખરી ઇ૦ સ૦ ૬૯૬ થી રાજ્ય કરવા લાગ્યો, એ રાજાનીપાસે ઘણીજ દોલત હતી, અને તેની રાણી રૂપસુંદરી ઘણીજ રૂપાળી હતી. એ વેળા કનોજ દેશમાં કલ્યાણુ નગર છે, ત્યાં સોલંકી વંશનો ભૂવડ નામે મોટો બળવાન અને પ્રાક્રમી રાજા રાજ્ય કરતો હતો, તેને જયશીખરીની મોટાઇ તથા બળની વાત કાને પડી તથા ગૂજરાત દેશની આબાદાનીની ઘણીજ વાતો એક શંકર નામના કવિને મ્હોડે તેણે સાંભળી. તેથી તેણે જયશીખરીની સામા લડવાનું નક્કી કીધું, અને પછી તેની સાથે મ્હોટી લડાઇ કરી. તે લડાઇ બાવન દિવસસુધી ચાલી તેમા આખરે જયશીખરી હાર્યો ને માર્યો ગયો, ગૂજરાતનું રાજ્ય ભૂવડ રાજાને હાથ આવ્યું.

હવે જયશીખરી લડાઇમાં મરાયો ત્યારે તેની રાણી રૂપસુંદરી ગર્ભવંતી હતી. તેને જયશીખરીએ મરતા પહેલાં તેના ભાઇ સુરપાળ સાથે વનમાં મોકલી દીધી હતી. હવે સુરપાળ તેને ત્યાં મૂકીને પાછો ફરતાં પોતાના બનેવી જયશીખરીના મરણુની વાત તેણે સાંભળી. એટલે તે સોરઠના ડુંગરમાં ભરાઇ રહ્યો. હવે ત્યાં પેલી રૂપસુંદરીએ વનમાં ફળ ફૂલ ખાઇને દહાડા કહાડયા ત્યાં એક ભીલડીએ તે બાઇનું રક્ષણ કર્યું બાદ થોડેક દહાડે રૂપસુંદરીને છોકરો અવતર્યો. એ છોકરો વનમાં અવતર્યો માટે એનું નામ તેણે વનરાજ ( વનનો રાજા ) પાડયું. વનરાજ છ માસનો થયો તેવારે એક શીલગુણુશુરી નામનો ગોરજી ત્યાં આવ્યો જયશીખરીની રાણી તથા વનરાજને પોતાના ઘેર તેડી ગયો ને ત્યાં વનરાજને ઉછેરીને મોટો કર્યો.

એ વનરાજ આગળ જતાં મોટો શૂરો ને સમજણો થયો એટલે પછી તેણે પોતાના મામા સુરપાળ અને બીજાઓની મદદથી પોતાના

બાપનું ગયેલું રાજ્ય પાછું મેળવ્યું ને ઇ૦ સ૦ ૭૪૬ માં સંવત ૮૦૨ ની સાલમાં અણુહિલવાડ નગર વસાવ્યું, ને ત્યાં પોતાની રાજધાની કરી અણહિલવાડને હાલ સિદ્ધપુર પાટણ કહે છે, ને તે ગૂજરાતમાં સરસ્વતી નદી ઉપર છે.

કોઇ અણુહિલ નામના ભરવાડે વનરાજને જવા આવવાના રસ્તા બતાવેલા તેઉપરથી વનરાજે પોતાની રાજધાનીનું નામ અણુહિલવાડ પાડયું. શ્રીદેવી નામની કોઇ સ્ત્રીએ વનરાજની ચાકરી કરી હતી. તેથી તે બાઇપાસે ગાદીએ બેસતી વખતે વનરાજે ટિલક કરાવ્યું; અને ચાંપો નામે વેપારી આગળ તેનો કારભારી હતો તેને વનરાજે પોતાનો પ્રધાન બનાવ્યો. એ ચાંપાએ ચાંપાનેર શેહેર વસાવ્યું. ચાંપાનેર શેહેર રેવાકાંઠામાં હાલોલ કસ્બાનીપાસે છે. વનરાજ ૬૦ વરસ રાજ્ય કરીને ઇ૦ સ૦ ૮૦૬ માં મરણ પામ્યો.

જેમ જયશીખરી પછી તેનો છોકરો વનરાજ ગાદીએ બેઠો, તેમ વનરાજ પછી તેનો છોકરો યોગ્યરાજ ગાદીએ બેઠો, યોગ્યરાજ પછી તેનો છોકરો ખેમરાજ; ખેમરાજ પછી તેનો છોકરો ભૂવડ, ભૂવડ પછી તેનો છોકરો વિજયસિંગ, વિજયસિંગ પછી તેનો છોકરો રતનાદીત્ત અને રતનાદીત્ત પછી તેનો છોકરો સામતસિંગ ગાદીએ બેઠો.

વનરાજ મોટો જોરાવર ને બાહાદુર રાજા થઇ ગયો. યોગ્યરાજ ઘણું ભણેલો હતો, ને તીર મારવાનું કામ સારૂં જાણતો હતો, ને તેણે ઉપજમાં વધારો કીધો હતો. ખેમરાજ જરા મીજાસી સ્વભાવનો હતો, ને તેણે પણ દેશની દોલત વધારી હતી. રતનાદીત્ત સાચો ને સારા ગુણવાળો માણસ હતો. સામતસિંગ સારો માણસ હતો નહીં, હમણા બોલે કંઇ તો ફરીને બોલે જુદું. સામતસિંગ ચાવડા વંશમાં છેલ્લો રાજા થઇ ગયો. ચાવડાવંશ ઇ૦ સ૦ ૬૯૬ થી સન ૯૪૨ સુધી એટલે ૨૪૬ વરસ ચાલ્યો. ચાવડા વંશમાં બધા મળીને આઠ રાજા થઇ ગયા. તેમના નામ, તથા રાજ્યકર્યાના વરસની વંશાવળી નીચે મુજબ.

| | ક્યારે ગાદીએ બેઠો. | ક્યારે ગાદી પરથી ઉઠયો. | કેટલાં વરસ રાજ્ય કીધું. |
|---|---|---|---|
| જયશીખરી | ઇ૦ સ૦ ૬૯૬ માં ગાદીપર હતો | | ૫૦ |
| વનરાજ | ઇ૦ સ૦ ७४६ | ૮૦૬ | ૬૦ |
| યોગ્યરાજ | ઇ૦ સ૦ ૮૦૬ | ૮૪૨ | ૩૬ |
| ખેમરાજ | ઇ૦ સ૦ ૮૪૨ | ૮૬૬ | ૨૪ |
| ભુવડ | ઇ૦ સ૦ ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિજયસિંગ અથવા વિરસિંહ | ઇ૦ સ૦ ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રતનાદિત્ત | ઇ૦ સ૦ ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સાંમતસિંગ | ઇ૦ સ૦ ૯૩૫ | ૯૪૨ | ૭ |

## ( સોલંકી વંશ ).

ચાવડા વંશના છેલ્લા રાજા સામતસિંગને પેટે કાંઇ છોકરૂં હતું નહીં એટલે ચાવડા વંશના રાજ્યની ગાદી સોલંકી વંશમાં ગઈ. એવી રીતે કે સામતસિંગની બેહેન લીલાદેવી કરીને હતી તે કનોજના રાજા ભુવનાદિત્યના છોકરા રાજ સાથે પરણી હતી. તે લીલાદેવીને મૂળ-રાજ નામે છોકરો થયો. એ મૂળરાજ મૂળ નક્ષત્રમાં જનમ્યો તેથી તેનું નામ મૂળરાજ પડયું. એ મૂળરાજે પોતાના મામા સામત-સિંગને મારી નાખ્યો ને તેની ગાદીએ ઇસવી સન ૯૪૨ માં બેઠો. મૂળરાજ ગાદીએ બેઠો તેવારે ઉત્તરેથી અજમેરનો રાજા ચઢી આવ્યો, અને દક્ષિણથી તૈલંગણના રાજાએ પોતાના સરદાર બાર્પને સ્વારી કરવા મોકલ્યો, તેમાં મૂળરાજે અજમેરના રાજાને તો કાંઇક ધન આપીને પાછો વાળ્યો, અને સરદાર બાર્પને લડાઇમા હરાવી નસાડી મૂકયો. ત્યાર પછી મૂળરાજે સોરઠના રાજા ઉપર ચઢાઇ કરીને હરાવી પોતાની આણ મનાવી અને તેની મદદે આવેલા કચ્છના રાજા લાખાને માર્યો. મૂળરાજે કેટલાંએક શિવાલય બંધાવ્યાં, અને સિદ્ધપોરમાં એક મોટું રૂદ્રમાળનું દેહેરૂં બંધાવ્યું અને ઔદીચ બ્રાહ્મણોને ગૂજરાતમાં વસાવ્યા. એ મૂળરાજ સોલંકી વંશનો

પેહેલો રાજા લોભી તેમ પરાક્રમી હતો. તે ૫૫ વરસ રાજ્ય કરીને ઇ૦ સ૦ ૯૯૭ માં મરણ પામ્યો.

મૂળરાજ પછી તેની ગાદીએ તેનો છોકરો ચામૂડ બેઠો ચામૂડને ત્રણ છોકરા હતા ( વલ્લભસેન, દુર્લભસેન ને નાગરાજ ). તેમાં ચામૂડે ૧૩ વરસ રાજ્ય કરીને પોતાના મોટા છોકરા વલ્લભસેનને ગાદી સોંપી ને પોતે કાશીએ જઇ રહ્યો. વલ્લભસેન થોડા મહિના રાજ્ય ભોગવી સૈયડના રોગથી મરણ પામ્યો. એ વલ્લભસેન પછી તેની ગાદી તેના ભાઇ દુર્લભસેનને મળી. દુર્લભસેને સારી રીતે રાજ્ય ચલાવ્યું, દેશની આબાદાની કરી અને તળાવ, દેહેરાં બંધાવ્યાં તથા બીજા ધર્મનાં કામો કીધાં.

દુર્લભસેન પછી ચામૂડના ત્રીજા છોકરા નાગરાજનો છોકરો ભીમદેવ ગાદીએ બેઠો. એ ભીમદેવના વખતમાં ગિજનીના સુલતાન મહમૂદ બાદશાહે ઇ૦ સ૦ ૧૦૨૪ માં ગૂજરાત ઉપર સ્વારી કરી તેથી ભીમદેવ નાઠો ને મહમૂદ કાઠિઆવાડની નૈરૃત્ય દિશાએ પ્રભાસ પાટણમાં સોમનાથનું દેહેરૂં છે તે લૂટી લીધું, ને ત્યાંથી બહુ પૈસા મેળવી પોતાના દેશ તરફ ચાલતો થયો. એ ભીમદેવના વખતમાં વીમળશાહ નામે પૈસાદાર શ્રાવકે આબુ ઉપર અને આરાસુર ઉપર સારા આરસપહાણના જૈન ધર્મના દેહેરાં બંધાવ્યાં. ભીમદેવ માહા બાણુવાળી ને જોરાવર રાજા હતો. તેને ત્રણ છોકરા હતા ( કરણ, ખેમરાજ ને મૂળરાજ ) તેમાં ભીમદેવ ૫૦ વરસ રાજ્ય કરીને ઇ૦ સ૦ ૧૦૭૨ માં પોતાના છોકરા કરણને રાજ્ય સોંપી પોતે તિર્થવાસી થયો. કરણ રાજા ગાદીએ બેઠો, પછી તેણે ધંધકા, મેહેવાસ વગેરેના કોળી રાજાઓને વશ કર્યા તેથી એના વખતમાં લડાઇઓ થઇ નથી. એ કરણ રાજાએ પાટણની દક્ષિણે મોઢેરા ગામ છે ત્યાં કરણસાગર નામે મોટું તળાવ બંધાવ્યું, તથા કરણાવતી શેહેર વસાવ્યું. એ કરણાવતી શેહેર ક્યાં છે તે માલમ પડ્યું નથી.

કરણ રાજા દક્ષિણ માહેલા ચંદ્રાવતી નગરના રાજા રાજકેશીની છોકરી મીનળદેવી સાથે પરણ્યો હતી. તેને સિદ્ધરાજ

નામે કુંવર થયો. એ સિદ્ધરાજ ૧૧ વરસનો થયો એટલે કરણ રાજા મરણ પામ્યો. સિદ્ધરાજની નાની ઉમ્મરમાં બાપ મરણ પામ્યો તેથી થોડાં વરસ સિદ્ધરાજની મા મીનળદેવીએ રાજ્ય ચલાવ્યું. એ મીનળદેવીએ અમદાવાદ જીલ્લાના વીરમગામ કસબામાં મુનસર, ને ધોળકા કસબામાં મલાવ એવા બે તળાવો બંધાવ્યા. સિદ્ધરાજ નાનો હતો ને તેની મા મીનળદેવી રાજ્ય ચલાવતી હતી તે વખત માળવાના રાજા યસોવરમાએ એ રાજ્યપર ચઢાઇકરી. પણ પાછળથી સિદ્ધરાજ તેની સાથે બાર વરસ સુધી લડયો ને તે યસોવરમાન રાજાને હરાવીને કેદ કીધો. વળી કોઈ કુંભારને ત્યાં ઉછરેલી છોકરી નામે રાણકદેવી કરીને હતી. તેની સાથે સિદ્ધરાજનો વિવાહ થયેલો હતો, તે કુંવરીને સોરઠનો રાજા રાખેંગાર જોર જુલમથી લઇ જઇને પરણ્યો, તેથી તે કન્યા પાછી લેવા સારૂ સિદ્ધરાજએ તે સોરઠના રાજા રાખેંગાર સાથે મોટી લડાઇ કરી, તેમાં રાખેંગાર હાર્યો, ને સિદ્ધરાજે રાણકદેવીને પાછી આણી પણ પછી તે ( રાણી ) રાણકદેવી પાછી સિદ્ધરાજ સાથે પરણી નહીં, ને વઢવાણ આગળ સતી થઇને બળી મરી. સિદ્ધરાજે પાટણમાં સહસ્ત્રલીંગ તળાવ બંધાવ્યું, અને સિદ્ધપોરમાં રૂદ્રમાળ બંધાવ્યું ને બીજા ધર્મનાં કામો કરીને લોકોને સુખી કર્યા, તેથી તેની ઘણી નામના થઈ. સિદ્ધરાજ એ હિંદુ રાજઓમાં સૌથી મોટો વિદ્વાન, અને પ્રતાપી રાજા થઈ ગયો. તેણે રૈયતને સુખ થાય એવી રીતે રાજ્ય ચલાવ્યું, તેથી હાલ તેને શિદ્ધરાજ જયસિંહ કે સધરાજજેસિંગ કેહે છે. એ રાજા ૪૯ વરસ રાજ્ય કરીને સન ૧૧૪૩ માં મરણ પામ્યો. સિદ્ધરાજને કાંઇ છોકરો હતો નહીં, તેથી તેનું રાજ્ય તેના ઓરમાન કાકા ક્ષેમરાજના, વંશમાં ગયું. ક્ષેમરાજને દેવપ્રસાદ કરીને છોકરો હતો, દેવપ્રસાદને ત્રિભોવનપાળ કરીને છોકરો હતો અને ત્રિભોવનપાળને મહીપાળ, કીરતીપાળ ને કુમારપાળ એવા ત્રણ છોકરા હતા. તેમાં સિદ્ધરાજ પછી તેની ગાદીએ તે ક્ષેમરાજના છોકરાના છોકરા ને તેનો છોકરો કુમારપાળ બેઠો. કુમારપાળને ગાદીએ બેસાડવાની સિદ્ધરાજની તો મરજી હતી નહીં પણ સિદ્ધરાજ મુવા પછી તેના

પ્રધાનોએ કુમારપાળને ગાદીએ બેસાડયો. એ કુમારપાળે ઘણાં શિવાલય તથા પારસનાથનાં દેહેરાં બંધાવ્યાં. એ રાજા ૩૧ વરસ રાજ્ય કરીને રગતપીતના રોગથી મરણ પામ્યો. અને કેટલાક કેહેછે કે તેના ભત્રિજા અજેપાળે ઝેર દૈઇને તેને મારી નાંખ્યો. કુમારપાળ પછી તેનો ભાઈ મહીપાળનો છોકરો અજેપાળ ગાદીએ બેઠો. એ રાજા વૈષ્ણવ ધર્મને માનતો, તેથી જૈનધર્મના ઘણાંક દેહેરાં તેણે તોડાવી નાંખ્યાં. એને રાજ્ય કરતાં ત્રણ વરસ થયાં એટલામાં એની દેવડીના કોઈ માણસે કટાર મારી એનો જીવ લીધો. એ અજેપાળ પછી તેની ગાદીએ તેનો છોકરો મૂળરાજ બેઠો. એ મૂળરાજને બચપણમાં ગાદી મળી તેથી તેનું નામ બાળમૂળરાજ પડયું. એની નાની ઉમ્મરને લીધે થોડી મુદત એની માએ રાજનો વહિવટ ચલાવ્યો. એ બાળમૂળરાજના વખતમાં મહમદ શાહબુદ્દીન ગોરી નામના મુસલમાન બાદશાહે ગૂજરાત ઉપર ચડાઇ કરી હતી. પણ તેને બાળમૂળરાજના કાકા ભોળા ભીમદેવ હરાવીને પાછો કાહાડયો. બે વરસ સુધી બાળમૂળરાજનું રાજ્ય ફકત નામનું ચાલ્યું, પછી તેની ગાદીએ તેનો કાકો ભીમદેવ બેઠો એ ભીમદેવ રાજા ચડાઉ ને અવિચારી હતો તેથી તેને ભોળો ભીમદેવ કેહે છે. એ ભોળા ભીમદેવને ને દીલ્હીના ચોહાણ જાતના પૃથુરાજને મોટી લડાઇ થઇ હતી. કારણ કે પૃથુરાજનો વિવાહ જે આબુના રાજાની છોકરી સાથે થયો હતો તે કન્યા ભોળા ભીમને જોઇતી હતી, પણ તેમાં ભોળો ભીમ હાર્યો ને તેનું કાંઇ ચાલ્યું નહીં. ભોળો ભીમદેવ ૬૩ વરસ રાજ્ય કરીને મરણ પામ્યો. ત્યારપછી તેની ગાદીએ ત્રિભોવનપાળ બેઠો. એ ત્રિભોવનપાળ સોલંકી વંશનો છેલ્લો રાજા થઈ ગયો. તેણે ફકત બેજ વરસ રાજ્ય કીધું, એટલામાં વાઘેલા વંશના વિશળદેવ રાજાએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો, ને પછી એ સોલંકીના રાજ્યપર વાઘેલા રાજાની સતા બેઠી. ત્રિભોવનપાળ રાજાના વખતમાં કાંઇ જાણવા જોગ બીના બની નથી. સોલંકીવંશ ઇ૦ સ૦ ૯૪૨ થી સન ૧૨૪૪ સુધી એટલે ૩૦૧ વરસ

આવ્યો. સોલંકી વંશમાં બધા મળીને ૧૨ રાજા થઈ ગયા. તેમનાં નામ તથા રાજ્ય કર્યાના વરસની વંશાવળી નીચે મુજબ.

| | કયારે ગાદીએ બેઠો. | કયારે ગાદીપરથી ઉઠયો. | કેટલાં વરસ રાજ્ય કીધું. |
|---|---|---|---|
| મૂળરાજ. | ઈ૦ સન ૯૪૨...... | ૯૯૭......... | ૫૫. |
| ચામૂંડ. | ઈ૦ સન ૯૯૭...... | ૧૦૧૦......... | ૧૩. |
| વલ્લભસેન. | ઈ૦ સન ૧૦૧૦...... | ૧૦૧૦... | થોડા મહિના. |
| દુર્લભસેન. | ઈ૦ સન ૧૦૧૦...... | ૧૦૨૨......... | ૧૨. |
| ભીમદેવ. | ઈ૦ સન ૧૦૨૨...... | ૧૦૭૨......... | ૫૦. |
| કરણ. | ઈ૦ સન ૧૦૭૨...... | ૧૦૯૪......... | ૨૨. |
| સિદ્ધરાજ. | ઈ૦ સન ૧૦૯૪...... | ૧૧૪૩......... | ૪૯. |
| કુમારપાળ. | ઈ૦ સન ૧૧૪૩...... | ૧૧૭૪......... | ૩૧. |
| અજેપાળ. | ઈ૦ સન ૧૧૭૪...... | ૧૧૭૭......... | ૩. |
| બાળમૂળરાજ. | ઈ૦ સન ૧૧૭૭...... | ૧૧૭૯......... | ૨. |
| ભોળોભીમદેવ. | ઈ૦ સન ૧૧૭૯...... | ૧૨૪૨......... | ૬૩. |
| ત્રિભોવનપાળ. | ઈ૦ સન ૧૨૪૨...... | ૧૨૪૪......... | ૨. |

## ( વાઘેલા વંશ ).

કોઈ વાઘેલો રજપૂત લવણપ્રસાદ વાઘેલા ગામમાં રહેતો હતો તેથી વાઘેલાવંશ નામ પડયું. એ લવણપ્રસાદ સોલંકી વંશના ભોળા ભીમદેવ રાજાનો પ્રધાન બન્યો હતો. પાછળથી એકેકને અણબનાવ થયો તેથી લવણપ્રસાદે બંડ ઉઠાવી તેનો મૂલક બધો કબજે કરી લીધો. એ લવણ પ્રસાદને વીરધવળ નામે પરાક્રમી છોકરો હતો તેણે બાપના રાજમા વધારો કર્યો. વીરધવળને વસ્તુપાળ ને તેજપાળ એવા બે પ્રધાન હતા તેઓ મોટા લડવૈયા હતા. વીરધવળ રાજા ઈ૦ સ૦ ૧૨૪૦ માં મરણ પામ્યો, ત્યાર પછી તેની ગાદીએ તેનો છોકરો વિશળદેવ બેઠો. એ વિશળદેવ વાઘેલા વંશમાં પેહેલો રાજા થયો. વિશળદેવ ઈ૦ સ૦ ૧૨૪૪ માં અણહિલવાડ એટલે પાટણ ઉપર સ્વારી કરીને ત્યાંના છેલ્લા સોલંકી રાજા ત્રિભોવનપાળને હરાવી તેનું રાજ્ય જીતી લીધું, ને પોતે

તેની ગાદી ઉપર બેઠો. પછી તેણે ગૂજરાત માંહેલા વીશનગર ને વીજાપોર એવાં બે શેહેરો વસવ્યાં ને ડભોઇનો કિલ્લો બાંધ્યો. એ વિશળદેવ રાજા કર્ણાટકના રાજાની કુંવરી સાથે પરણ્યો હતો વિશળદેવે ૧૮ વરસ રાજ્ય કીધું. ત્યાર પછી તેની ગાદીએ અનુક્રમે અરજુનદેવ, સારંગદેવ, ને કરણઘેલો એવા ત્રણ રાજાઓ થયા વાઘેલા વંશનો છેલ્લો રાજા કરણઘેલો ઇ૦ સ૦ ૧૨૭૯ માં ગાદીએ બેઠો. એ કરણઘેલા રાજાની પાસે માધવ અને કેશવ એવા બે પ્રધાન હતા. તેમાં માધવની બઇરી ઘણી રૂપવંતી હતી તેને કરણ રાજાએ જોર જુલમથી લઇલીધી ને વળી કેશવ પ્રધાનને મારી નાખ્યો તેથી માધવ પ્રધાન દીલ્હીના અલ્લાઉદ્દીન બાદશાહ પાસે ગયો, ને તેને કેટલીક ભેટ આપીને સમજાવીને ગૂજરાતઉપર તે અલ્લાઉદ્દીન પાસે ચઢાઇ કરાવી, પછી કરણ રાજાની ને અલ્લાઉદ્દીનની મોટી લડાઇ થઇ. તેમાં કારણ રાજા હાર્યો ને દક્ષિણ તરફ નાસી ગયો ને તેનું રાજ્ય એ અલ્લાઉદ્દીન ખીલજીએ જીતી લીધું, વળી એ કરણરાજાની રાણીઓને પકડીને તેને દીલ્હી મોકલી દીધી ને તેમાંની એક કમળાદેવીને એક છોકરી હતી તે આ વખતે પોતાનો બાપ કરણ નાઠો તેની સાથે હતી. કરણ રાજા તેને લઇને દક્ષિણમાં નાશીકની ઉત્તરે બાગલાણમાં ભાગ્યો હતો ત્યાં અલ્લાઉદ્દીને ફોજ મોકલી ને તે છોકરીને પણ પોતાની પાસે તેડાવી લીધી. એ રીતે વાઘેલા રાજાઓની પડતી આવી ને છેલ્લો રાજા કરણ જ્યારથી લડાઇમાં અલ્લાઉદ્દીન ખીલજી સાથે હાર્યો ત્યારથી ગૂજરાતની ગાદી મુસલમાનના હાથમાં ગઈ. વાઘેલાવંશમાં બધા મળીને ચાર રાજાઓ થયા તેમનાં નામ તથા રાજ્ય કર્યાના વરસની વંશાવળી નીચે મુજબ.

| | ક્યારે ગાદીએ બેઠો. | ક્યારે ગાદી-પરથીઉઠયો. | કેટલાં વરસ રાજ્ય કીધું. |
|---|---|---|---|
| **વિશળદેવ.** | ઇ૦ સ૦ ૧૨૪૪........ | ૧૨૬૨........... | ૧૮. |
| **અરજુનદેવ.** | ઇ૦ સ૦ ૧૨૬૨........ | ૧૨૭૫........... | ૧૩. |
| **સરંગદેવ.** | ઇ૦ સ૦ ૧૨૭૫........ | ૧૨૭૯........... | ૪. |
| **કરણઘેલો.** | ઇ૦ સ૦ ૧૨૭૯........ | ૧૩૦૪,........... | ૨૫. |

# देरेक पाठमां आवेला जोडाक्षरो.

| | | | | |
|---|---|---|---|---|
| वांध्या. | मटक्यो. | भूल्यो. | जाण्युं. | बाझ्युं. |
| परमेश्वर. | चंद्रमा. | सांभर्यां. | चित्त. | अजाण्युं. |
| सरज्युं. | नीकळ्युं. | नक्की. | घड्यो. | रह्यो. |
| प्रार्थना. | मान्यो. | पल्लां. | गर्जना. | दोस्तो. |
| सरज्यो. | इच्छतो. | सुद्धां. | प्रदक्षिणा. | मुद्दो. |
| पृथ्वी. | हाल्याथी. | घट्ट. | समुद्र. | भाग्यवान. |
| रच्यां. | प्रवाही. | मश्करी. | पश्चिम. | भत्रीजा. |
| कष्ट. | युक्ति. | बेसाड्यां. | आस्ट्रेलिया. | उच्चार. |
| पुस्तको. | लूगडांलत्तां | वण्यां. | लक्की. | सद्गृहस्थ. |
| ब्राह्मणी. | दस्कत. | भट्ठी. | वच्चे. | इंद्रिय. |
| अज्जु. | मस्ती. | चडाव्या. | श्वास. | अवस्था. |
| मात्रा. | प्यारो. | धिक्कार. | हक्क. | भक्तिमान. |
| अनुस्वार. | अल्या. | पाळ्यां. | क्रूर. | चमत्कार. |
| विश्वास. | जन्मसुधी. | कर्त्ता. | म्हैसूर. | भ्रांति. |
| मुश्केल. | नीकल्युं. | प्रौढ. | छेल्ले. | धिक्कारीने. |
| छेल्ले. | मांड्युं. | चिट्ठां. | अच्छेरा. | बब्बे. |
| विश्वपति. | स्वादे. | टट्टी. | लुच्चा. | द्वेष. |
| जग्या. | वच्चां. | अक्कल. | नमस्कार. | ऊछळ्युं. |
| मुद्दळ. | आफ्रिकामां | मांड्यो. | त्रवाडी. | बीन्यां. |
| भूख्यो. | मोकल्या. | उघड्यां. | मोकल्यो. | जावंत्री. |
| शक्ति. | घाल्युं. | भाग्यां. | सज्जन. | पक्काई. |
| चाल्यो. | ऊड्युं. | सांभळ्यां. | फूक्का. | श्रावकनां. |
| पहोंच्यो. | बुद्धि. | कृपाथी. | पित्तळनी. | संस्थान. |

# ગૂજરાતી ચોથી ચોપડીના અર્થ.

હાલમાં છોકરાઓએ ગૂજરાતી ત્રીજા ધોરણમાં ચોથી ચોપડી શીખવા માંડી, એટલે પાઠમા આવેલો દરએક શબ્દ વ્યાકરણમાં કયા વર્ગનો ગણાયછે તે તેઓએ સારી પેઠે જાણવું જોઇએ, તેટલા સારૂ દરએક શબ્દના અર્થની સાથે વ્યાકરણનો વર્ગ લખી જણાવ્યો છે અને તેની સમજવાની નિશાની ટુંકામાં નીચે મુજબ કરી છે તે પ્રમાણે વાંચીને સમજી લેવું.

(ના) = નામ. (વિ) = વિશેષણ. (અ) = અવ્યય.
(સ) = સર્વનામ. (ક્રિ) = ક્રિયાપદ. (કૃ) = કૃદંત.

**પાઠ ૧ લો.**

મંડાવીશું (ક્રિ) શરૂ કરાવીશું.
ગમશે (ક્રિ) પસંદ પડશે, સારી લાગશે.
વાર (ના) વખત.
પાછલી (વિ) પછાડીની.
રાજી (વિ) મગ્ન, ખુશી.
સુંદર (વિ) સારી.
ચાહે (ક્રિ) માગે, ઇચ્છે.
કામ (ના) ધંધો.
નવરા (વિ) કામથી પરવારેલા.
પહેલાં (અ) અગાઉ.
વસ્તુ (ના) ચીજ.
પરમેશ્વર (ના) મોટો ઇશ્વર, પ્રભુ.
પશુ (ના) ચોપગાં જાનવર, ચોપગાં પશુ.
પંખી (ના) પાંખવાળા પક્ષી.
આકાશ (ના) ગગન.
પૃથ્વી (ના) દુનિયા.
સાંભરેછે (ક્રિ) યાદ આવે છે.
ભાઇડા (ના) મરદો.
બાઇડીઓ (ના) બઇરીઓ.
છોડીઓ (ના) છોકરીઓ.
કીડા (ના) જીવડા.
ચંદ્રમા (ના) ચાંદો.
જગત્ (ના) દુનિયા.
સર્વે (વિ) બધું, સઘળું.
સરજ્યું (ક્રિ) પેદા કીધું.
વિના (અ) વગર.
દેખતા (ક્રિ) જોતા.
હરઘડી (અ) વારેવારે.
માલૂમ (વિ) યાદ, ફેમ.
છાનું (વિ) ગુપ્ત.
ખોટું (વિ) ખરાબ, ભુંડું.
શિક્ષા (ના) સજા.

**પાઠ ૨ જો.**

પ્રાર્થના (ના) સ્તુતિ, ભક્તિ, બંદગી.
સંસાર (ના) દુનિઆ.

પર્વત (ના) મોટા પહાડ.
જોમ (ના) જોર.
દાતાર (ના) સખી, આપનાર, દોલો માણસ.
પ્રાણીઆ (ના) જીવડા, જીવવાળો માણસ.
હરવું (ક્રિ) ફરવું.
ઇશ્વર (ના) પ્રભુ.
તૈયાર (વિ) તરત કામમાં આવે એવું.
શોભિતા (વિ) શોભાયમાન, શોભાવંતા.
સોમ (ના) ચંદ્રમા.
રચ્યાં (ક્રિ) બનાવ્યાં.
જબરૂં (વિ) ભારે, મોટું
અદકાં (વિ) વધારે.
જ્ઞાન (ના) સમજણ, અક્કલ.
ભૂલે (ક્રિ) વિસરે.
પાપી (વિ) ચંડાળ, દુષ્ટ.
ઉપકાર (ના) પાડ.
કાપ (ક્રિ) મટાડ.
કલેશ (ના) કજીઓ, કંકાસ. [લડાઇ.
કંકાસ (ના) કજીઓ,
પરિતાપ (ના) સંતાપ.
કુમતિ (ના) નઠારી બુદ્ધિ, ખરાબ વિચાર.
કરૂણા (ના) દયા, મહેર.
કષ્ટ (ના) દુઃખ.
સુખ (ના) ચેન, મજા.

## ( કવિતાની સમજુતી. ) ( ૧ ).

અરે? પ્રભુ તું તો એકજ છે. તેં આખી દુનિયા પેદા કરીછે. પૃથ્વી, પાણી, અને પર્વતો એ બધું તેંજ બનાવ્યું છે. ( ૧ ). તારા મઝાના શોભાયમાન, સુરજ ને વળી ચંદ્રમા, તે બધાને તેંજ બનાવ્યા છે. એ તારૂં પ્રભુ મોટું જોર છે. (૨). અમને બધી વાતની સમજણ ને અમારામાં બધા ગુણો છે, તેનો પ્રભુ તુંજ આપનાર છે, કોઇ ચંડાળ માણસ હોય તે એ બધો તારો આભાર ભૂલી જાય. (૩) માટે હે ઇશ્વર તું કજીઆ, લડાઇ, ટંટો જે હોય તેનું મોં કાળું કર, એટલે તે કાહાડી નાખ, ને પાપનો મોટો જે સંતાપ તેને પણ દૂર કર, અને અમારા બધા દુઃખ મટાડીને સઘળી વાતે અમને સુખી કર. (૪).

### પાઠ ૩ જો.

બાળબોધ(ના)બ્રાહ્મણી લિપિ(ના) ભાષા, બોલી.
અનુસ્વાર=મીંડું, બિંદુ.
ગૂજરાતી=ગૂજરાતની.
સળંગ=આખી, બધી.
ધર્મપુસ્તક=ધર્મની વાતની ચોપડી.
મૂળાક્ષર (ના) પેહેલા શરૂઆતમાં શીખવાના દસ્કતો.
ધોરણ (ના) રીત, રસ્તો.
બ્રાહ્મણી (ના) બાળબોધ.
બોલી (ના) ભાષા, લિપિ.
ઓળખવાને (કૃ) પીછાનવાને, જાણવાને.

# बालबोध मूळाक्षर. પાઠ ૪ થો.

( स्वर. )

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| अ | आ | इ | ई | उ | ऊ | ऋ | ॠ |
| અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ |
| ऌ | ॡ | ए | ऐ | ओ | औ | अं | अः |
| ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |

( व्यंजन. )

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| क | ख | ग | घ | ङ | च | छ | ज | झ |
| ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ |
| ञ | ट | ठ | ड | ढ | ण | त | थ | द |
| ઞ | ટ | ઠ | ડ | ઢ | ણ | ત | થ | દ |
| ध | न | प | फ | ब | भ | म | य | र |
| ધ | ન | પ | ફ | બ | ભ | મ | ય | ર |
| ल | व | श | ष | स | ह | ळ | क्ष | ज्ञ. |
| લ | વ | શ | ષ | સ | હ | ળ | ક્ષ | જ્ઞ. |

**પાઠ ૫ મો.**

ઇનામ(ના)શીરપાવ, ખુશીબદલ કંઇ બક્ષીસ આપવું તે.

વિશ્વાસ (ના) ભરોસો.

પરમેશ્વર ( ના ) મોટો ઇશ્વર.

**પાઠ ૬ ઠ્ઠો.**

મુશ્કેલ (વિ) અઘરૂં, મુશીબત.

ઉમેરવી ( ક્રિ ) વધારવી,

જોખવું ( ક્રિ ) તોળવું,

**પાઠ ૭ મો.**

ચતુર (વિ) શાણો, ડાહ્યો

ઝવેરી (ના) હીરા માણેક વગેરેનો વેપારી.

ઝવેરખાનું ( ના ) હીરા માણેક મોતી વગેરેનો ભંડાર ભરેલો તે.

**પાઠ ૮ મો.**

ધનવાન ( વિ ) પૈસાદાર

ફેલ (ના) ઢોંગ, ધતુંગ.

ફોસલાવી ( ક્રિ )પટાવી, સમજાવી [માગનારો.

ફકીર (ના) સાંઇ, ભીખ

ધમકાવીને ( ક્રિ ) ઘુરકી આપીને,ધમકી દઇને

**પાઠ ૯ મો.**

ભાળો ( ક્રિ ) જુવો.

કાગ ( ના ) કાગડો.

પાંખાળો(વિ)પાંખવાળો

રૂપાળો(વિ)સારો,મધુર.

ભોળું ( વિ ) નીખાલસ, કપટી નહીં તે.

ખળ (વિ)લુચ્ચું, કપટી.

ભલમનસાઈ=સાલસાઈ.

લક્ષણ=ગુણ, આચરણ.

દીસેછે ( ક્રિ ) દેખાયછે.

## ( કવિતાની સમજુતી ). ( ૨ ).

ઝાડપર માળો બાંધવા બેઠો એવા એક કાગડાને જોયો, તે બે પાંખ વાળો બોલતો હતો પણ તેનો રાગ સારો હતો નહીં.

---

**પાઠ ૧૦ મો.**

આંકડા=અંક, નંબર.

તરેહ ( ના ) રીત,પ્રકાર

પુસ્તક(ના)ચોપડી,ગ્રંથ.

મેળવી ( ક્રિ )સરખાવી, મુકાબલા કરી.

ફેર=તફાવત.

**પાઠ ૧૧ મો.**

સર્વવ્યાપક ( વિ ) બધે ફેલાયલો.

આભાસ (ના) ઉજાસ.

ખોળવું (ક્રિ) શોધવું.

અંતર=દીલ, ભીતર.

આકાશ=વાદળ,ગગન.

ચાસ ( ના ) હળે કરીને ખેતરમાં જે લીટા પાડેછે તે.

કણી (ના) રજ, રજકણ.

વિશ્વપતિ (ના) જગતનો ધણી, પરમેશ્વર.

આસપાસ=આસેપાસે.

વાસ(ના)રહેઠાણ,મુકામ.

ધાટ (ના) વેતરણ, તોડ.

તાત (ના) બાપ, ધણી.

જગકર્ત્તા (ના) જગતનો બનાવનાર, ઇશ્વર.

ઠાલું(વિ)ખાલી, અમથું.

## ( કવિતાની સમજુતી ). ( ૩ ).

આપણી આસેપાસે આકાશમાંને ધાસ તથા ચાસનીપાસે પણ

**પરમેશ્વર છે** એવું **મનમાં જણાયછે.** ( ૧ ). આપણે **ભોંયતળીઆં નીચે** ભોંયમાં પેશી કંઇ છુપી વાત કરીએ મનમાં કંઇ ઘાટ રચીએ ( દગાનો કે કોઇને મારવાનો ), તે બધું જગતનો બનાવનાર ઇશ્વર **જાણેછે.** (૨). એક જરા જેટલી રજ છુપાવવાને વાસ્તે આપણે ખાલી જગ્યા શોધીએ તો **કહે પણ પરમેશ્વર** વિના કોઇ **જગ્યા** ખાલી માલમ પડતી નથી. (૩).

---

**પાઠ ૧૨ મો.**

જગત્(ના)પૃથ્વી,દુનીયા.
રેનૂડીઅર ( ના ) સાબ-
રના જેવું શીંગડા-
વાળું જનાવર.
ગરૂડ ( ના ) મોટા પક્ષીનું
નામછે,
ઘોઘ ( ના ) ઘોઘવો.
શીખવાનું (કૃ) ભણવાનું
દેશ (ના) મુલક.
વસે છે ( ક્રિ ) રેહે છે.
બોલી ( ના ) ભાષા.
જાત ( ના ) તરેહ, પ્રકાર.
જનાવર ( ના ) ચોપગાં
જાનવર, પશુ.
સિંહ (ના) મોટા જબરા
પશુનું નામ છે.
આંબા(ના) કેરીનાં ઝાડ,
નાળિએરી( ના )નાળિ-
એરનાં ઝાડ.
ખજૂરી(ના) ખજૂરાનાં
ઝાડ.
ટાઢ (ના) ઠંડ, હીમ.
મૂલક ( ના ) દેશ.
અનાજ (ના) દાણો.
ફળ ( ના ) લીલો મેવો.
નીપજે છે ( ક્રિ) પાકેછે.
ભોંય (ના) જમીન.
ધાતુ ( ના ) સોનું રૂપું
ત્રાંબું લોઢું વગેરે.
પર્વત (ના) મોટા પહાડ.
કોતર (ના) ગુફા.
મેદાન ( ના ) મોટી પો-
હોળી ખુલ્લી જગ્યા.
સરોવર (ના) મોટું ત-
ળાવ (ચોતરફ જમી-
નને વચમાં પાણી તે)
અવાજ (ના) સાદ.
કિનારે ( ના ) કાંઠે.
દરિયાની (ના) સમુદ્રની.
છોળો (ના) છાલકો.
અથડાતી(કૃ)અફળાતી.
પહાડ (ના) મોટા ડુંગ-
રો જોડાઇને ઊંચા
ગએલા તે.
ઊના (વિ) ગરમ.
ઝરણું ( ના ) ધીમે ધીમે
પાણી વેહે તે વેહેળા
જગ્યા ( ના ) ઠેકાણું.
પાલીઆં ( વિ ) પીએ ને
માંદા પડે એવાં
ખરાબ પાણી.
માંદા (વિ) કાહેલી.
મુદ્દલ ( વિ ) બીલકુલ.
થંડા ( વિ ) ટાઢવાળા.
ભોંયરાં (ના) ભોંય તળિ-
આ નીચેનાં ઘર.
હેઠે ( અ ) નીચે, હેઠળ.
હુંફ ( ના ) ગરમી.
ગૂજરાતી ( વિ ) ગૂજરા-
તના રહેનારા.

**પાઠ ૧૩ મો.**

આભલાં ( ના ) વાંદળાં.
ગ્રહ ( ના ) સ્થીર તે
જનો તારો.
જલદ=તીક્ષણ, કસદાર
અજ્ઞાન(વિ) વેહેમવાળા,
ભોળા, સમજણ વ-
ગરના.

ફાળ (ના) ધાસ્તી.
સેંકડો (વિ)સો, હજારો.
એકાદ ( વિ ) એક, કોઇપણ.
નવુંજૂનું=ફેરફાર, આફત, જોખમ, કજા-રજા.
પૂછડીઆ=પુછડીવાળા.

**પાઠ ૧૪ મો.**

પરગજુ (વિ) પરોપકારી, પર કલ્યાણી.
ઢેબરાં (ના) જુવાર બાજરીના જાડા રોટલા.
બો ( ના ) બીક, ડર.
અધમુઓ (વિ) અડધો મરેલો, મુડદાલ.
દેખાડયું ( ક્રિ ) બતાવ્યું
ગમ (ના) તરફ, બાજુ.
દયા (ના) રેહેમ.
વહેલો ( વિ ) જલદી.
માંદા (વિ) કાયલી, આજારી.
કૂવા (ના) ખાડા.
લેવાઈ ગયો ( ક્રિ ) મુડદાલ જેવો થઈ ગયો.
શક્તિ ( ના ) જોર.
ઉઠાડવા(કૃ)ઉભો કરવા.
દુઃખ (ના) સંકટ, પીડા.
છોડવું ( ક્રિ ) ફાહાડવું.
સંભાળ ( ના ) ખબરદાસ.
કલા ( ના ) બાચકા, ચોડા.
તપેલી ( ના ) પાતેલી.
ટટાર (વિ) હોંશિઆર.
ચરવા (કૃ) ઘાસ ખાવા.

**પાઠ ૧૫ મો.**

આથડીઆં ( ના ) તમ્મર, ફાંફાં.
મહેનત ( ના ) કોશિશ.
સૂઝતો ( કૃ ) દેખાતો.
બાપુ (ના) બચ્ચા, ભાઈ.
પલળીશ (ક્રિ) ભીંજાઈશ.
ભણી ( અ ) તરફ.
કાઢ્યું (ક્રિ) બાહારઆણ્યું.
સાદ ( ના ) અવાજ.
ડૂબી ( ક્રિ ) બુડી.
આશિષ ( ના ) સારી દુઆ.
ગરીબ ( વિ ) કંગાળ.
કાખ ( ના ) બગલ.
ટેકો ( ના ) આધાર.
ખોડંગતો ( ક્રિ ) લંગડાતો.
હીંડતો (કૃ) ચાલતો.
લંગડાઉ ( કૃ ) ખોડાણી.
ઉતાવળો (વિ) ઝડપથી.

**પાઠ ૧૬ મો.**

હાય ( ના ) શક્તિ.
ભૂલો પડયો=રસ્તો વિસરી ગયો.
જંગલ (ના) વગડો, રાન.
આડોઅવળો (અ) વાંકાચુકા, આણીગમ પેલીગમ.
ભટકયો ( ક્રિ ) રખડયો.
ગભરાઇને(કૃ)અકળાઇને
પોકેપોક (વિ) મોટેસાદે.
રોયો ( ક્રિ ) રડયો.
પોતીઉં ( ના ) ધોતીઉં.
ધરાયો(ક્રિ)તરપત થયો.
કટકો (વિ) જરા, થોડું.
ગુણ ( ના ) ઉપકાર.
વળતી ( અ ) પછી.
વગડો (ના) વન, રાન.
ચરતો (કૃ) ઘાસ ખાતો
ભોમિયો (ના) જાણીતો.
જીવાડયો ( ક્રિ ) બચાવ્યો.
નજર (ના)ધ્યાન, નીધા.
પકકું ( વિ ) ખરેખરૂં.

**પાઠ ૧૭ મો.**

લૂટવું (વિ) જોરાવરીથી ખેંચી લેવું.
મનસુબો (ના) વિચાર.
અટકળ ( ના ) વિચાર.
પરોણાગત (ના) પરોણા ચાકરી.

ઘટારત ( વિ ) લાયક.
ઉજડ ( વિ ) લોકની આવ જાવ નહીં તે, અવાગરો.
પકડો ( ક્રિ ) ઝાલો.
બૂમ (ના) સાદ, ઘાંટો.
પાંગળો (વિ) પગે લુલો.
વેળાસર(અ) વખતસર.
વાળવાને ( કૃ ) બદલો આપવાને.
લંગડો (ના) લુલો, લુલા પગ વાળો માણસ.
મદદ (ના) કુમક.
ટાંટીઆ ( ના ) પગ.
ખભે (ના) ખાંધઉપર.
લગણ ( અ ) સુધી.
ભલું (વિ) સારૂં, રૂડું.
ઇચ્છતો ( કૃ ) ચાહતો.

**પાઠ ૧૮ મો.**

વા ( ના ) પવન.
શીશી ( ના ) કાચની નાની બાટલી.
વીંજણો ( ના ) પંખો.
વાયરો (ના) પવન, વા.
બફારો ( ના ) પસીનો પરસેવો.
પવન (ના) વા, વાયરો
વાશીને=દઇને, ઢાંકીને.
લોટા ( ના ) કળશીઓ.
થીર ( વિ ) હાલે ચાલે નહીં તે, એકની એકજ જગ્યાએ રહે તે.
બોળ્યો ( કૃ ) ડબોળ્યો.
બદલે ( અ ) જગાએ.
દબાવી ( કૃ ) બોળી.

**પાઠ ૧૯ મો.**

લહેરો ( ના ) વમળ, લીસોટા.
ગતિ (ના) શક્તિ, બળ.
ધ્રૂજતું (કૃ)હાલતું,કાંપતું
પ્રવાહી (વિ) પાણી જેવો નરમ.
જુક્તિ ( ના ) તદબીર, હીકમત.
નાદ (ના) અવાજ, સાદ
ઇશારત ( ના ) ચિન્હ, નીશાની, સાન.
સાદ ( ના ) અવાજ.
કુંડાળાં=ગોળચકરડાં.
ઉપરાઉપરી ( વિ ) એક પછી એક.
છેટે ( અ ) આઘે, દુર.
ફલાણો ( વિ ) હરેક, મુકરર કરેલો.
અથડાય (ક્રિ) અફળાય.
ઘાટ (ના) ડોળ, (ઘડીને કરેલી બનાવટ.)
બહેરાં ( વિ ) કાને સાંભળે નહીં તે.
ઘડપણ (ના) બુઢાપણ.
જન્મબહેરાં (ના) જન્મે- ત્યારથી બહેરાં.
મૂગાં ( વિ ) મોંઢે બોલી શકે નહીં તે.

**પાઠ ૨૦ મો.**

ભોજન ( ના ) જમવાનું.
ભજીઆં (ના) ચણાના લોટના ખીરામાં મસાલા સાથે રતાળું કુળાં ભાજી વગેરે નાખીને ઉના તેલમાં તળી કાઢેલી ચીજ.
વર્ણન ( ના ) વિસ્તાર.
શીરો (ના)ઘઉંના લોટને ઘીમાં શેકી માંહે ખાંડનું પાણી રેડી લચકા જેવું કરેલું તે.
કમોદ ( ના ) ઊંચી જાતના ચોખા.
પકવાન (ના) લાડવા જલેબી દહીંતરા ઘેબર વગેરે મીઠાઈ.
વડી (ના) ચોળાની દાળ ભીનાળીને વાટી માંહે આદું મરચા નાખીને સોગઠા જેવી બનાવેલી ચીજ.

વડાં(ના)ચોળા કે અડ-દની દાળ વાટીને પ-તાસા જેવો આકાર કરીને તેલમાં તળી કાઢેલું તે.
પૂરણપોળી(ના)પડવાળી રોટલી, વેડમી.
પાપડ (ના) અડદની દા-ળનો લોટ કરી માંહે સંચોરો મરી વગેરે નાંખી પૂરી જેવડી બનાવેલી ચીજ.
કચોરી (ના) ઘારી જેવું એકજાતનું ખાવાનું.
સેવો (ના) ચણાનો લોટ કે ઘઊંની પરસુદીને ભીનાળીને તેના લાં-બાં તાર કરી ગુંચ-ળા જેવું કરેલું તે.
સુણજો ( ક્રિ ) સાંભ-ળજો.
અતિ ( વિ ) ઘણી, બહુ
ભાગીને (ક્રિ) વલોવીને.
ભાતભાતનાં (ના) જાત જાતના. [વઘાર્યા.
તળીઆં ( ક્રિ ) તેલમાં
દૂધપાક ( ના ) દૂધમાં ચોખા ખાંડ નાખી પાક કરેલો તે.
લાડુ ( ના ) લાડવા.
સાર ( વિ ) સારા.
કંસાર ( ના ) ઘઊંના છેક ઝીણાઝીણા ક-ડકા કરી પછી તેને ગોળ કે ખાંડના પા-ણીમાં બાફેછે તે.
સ્વાદ ( ના ) લેહેજત.
અપાર ( વિ ) ઘણોજ.

## ( કવિતાની સમજુતી ). ( ૪ ).

અમે આજે જે જમણ જમ્યા, તેની વાત તમે સાંભળો, કમોદના ચોખાનો ભાત કીધો હતો, અને દાળ ઘણી સરસ બની હતી. (૧) દહીં ને વલોવીને જાડી છાશની કઢી કીધી હતી, અને માંહે સારી વડી નાંખી હતી, જૂદી જૂદી જાતના શાક તળ્યાં હતાં, બાસુદી, પૂરી ને દૂધપાક કર્યા હતા. ( ૨ ). વેડમી ને લાડવા સારા હતા, ને વડાં કચોરીને કંસાર કીધો હતો, ભજીઆં ને વળી સારી ભાજી કરી હતી, ને શીરો પણ સારો હતો ને રોટલી બનાવી હતી. (૩). પાંચે પકવાન કરેલાં તે જમતાં જમતાં ઘણી મઝા પડે, ને વડાં પાપડ ને સેવો સારી હતી, ને તળેલાં ચણાનો સ્વાદ ઘણો સારો હતો. ( ૪ ).

---

### પાઠ ૨૧ મો.

આંબા (ના) કેરીનાંઝાડ
મરવા ( ના ) નાની કુ-મળી કેરી.
કાછીઓ (ના) તરકારી વેચનારો, પસ્તા-ગીઓ.
શાખો ( ના ) પાકવાપર આવેલી કેરી.
ટોપલા ( ના ) વાંસની છાલની બનાવેલી મોટી ટોપલી.

આફૂસ (ના) બીનરેસાદાર કેરીની જાત.
કલમ ( ના ) લાંબડી કેરીની જાત.
થીર (વિ) હાલ્યાવગરનો.
મૂળ (ના) મૂળિઆં, જડ.
થડ ( ના ) ઝાડની મોટી શાખા.
ડાળીઓ (ના) ડાળામાંથીફૂટેલીમોટીશાખા.
પાંદડાં (ના) પાંતરાં.
મોર(ના)આંબાનાં ફૂલ.
તૂરા (વિ) ફિક્કા.
જીણુ ( ના ) પડ.
કઠણુ ( વિ ) સખત.
અથાણાં (ના) આથણાં.
ખરો (વિ)સખત, ઘણો.
ગળી ( વિ ) મીઠી.
લટકેલી (કૃ) ટીંગાએલી.
બજાર ( ના ) ચૌટું.
સરસ ( વિ ) સારા.

**પાઠ ૨૨ મો.**

માબાપ ( ના ) માતાપિતા, માત તાત.
આજ્ઞા ( ના ) હુકમ.
સંભાળ ( ના ) બરદાસ.
ધર્મ ( ના ) ફરજ, કામ.
પાડ ( ના ) ઉપકાર.
બદલો ( ના ) પાડ.
આભાર ( ના ) ઉપકાર.
ભુંડા ( વિ ) ખરાબ.
માનવી ( ક્રિ ) પાળવી
સારૂં નરસું ( વિ ) સારૂં નઠારૂં.
આડું (વિ) વાંકું, ઉલટું.
રળીને ( કૃ ) પેદાકરીને.
નભાવે ( ક્રિ ) ચલાવે.
માન ( ના ) આબરૂ.
ઉછેર્યા ( ક્રિ ) મોટા કર્યા.
વેડફ્યું ( ક્રિ ) ખર્ચ્યું.
ઘરડાં (વિ) બુઢાં, જઈફ.
હેત ( ના ) પ્યાર.
વેળા ( ના ) વખત.
પજવવાં ( ક્રિ ) કાયર કરવાં, દુઃખ દેવું.

**પાઠ ૨૩ મો.**

નઠારો (વિ) ખરાબ.
પરખવું ( ક્રિ ) જાણવું.
બેફિકરૂં ( ના ) ચીંતા વગરનું.
કાયર ( વિ ) હેરાન.
ઠરતા (ક્રિ) સ્થિર રહેતા.
પૂરો ( અ ) બરાબર.
ભૂલો ( ના ) ચૂકો
ઠામઠામ ( ના ) ઠેકાણે ઠેકાણે.
અચકાય ( ક્રિ ) અટકે, આંચો ખાય.
શરમાતો(ક્રિ) લજવાતો.
આળસ (ના) સુસ્તી.
બેફીકરાઈ(ના)બેપરવા.
મેલા (વિ) ધૂળવાળા.
ઝટ ( અ ) જલદી.
વર્ગ (ના) હાર, ક્લાસ.
દસ્કત ( ના ) અક્ષર.
બેવકૂફ ( વિ ) મુર્ખ.
અથડાય (ક્રિ) અફળાય.
પંડે ( વિ ) જાતે, પોતે.
કડવો ( વિ ) નઠારો.
મન ( ના ) ચિત્ત.
છૂટી ( ના ) રજા.
વાટ ( ના ) રાહા.
નડે ( ક્રિ ) કાયર કરે.
મસ્તી ( ના ) તોફાન.
ફજેત ( વિ ) બેહુરમત.

**પાઠ ૨૪ મો.**

ગુરૂજી ( ના ) મેહેતાજી.
સમીસાંજ ( ના ) સંધ્યાકાળ.
પાય ( ના ) પગ.
લવારો (ના) બકબકાટ.
ગવાળો ( ના ) બચકો, છાબ.
પોથી ( ના ) ચોપડી.
લીખ ( ના ) જુ, જુનાં ઈંડાં.
આપ (સ) પોતે, જાતે.

| | | |
|---|---|---|
| ધારે (ક્રિ) માને, વિચારે. | જોડવાનું કામ. | લેખણો ( ના ) કલમો. |
| ધારો ( ના ) કાયદો. | અતિશે (વિ) ઘણીજ. | મેલી ( વિ ) ગાંડી. |
| ધૂજે (ક્રિ) થરથરે, કાંપે | ચિંતા ( ના ) ફિકર. | લેખીએ ( ક્રિ ) જોઇએ. |
| જોડણી ( ના ) અક્ષર | ચૂક ( ના ) ભૂલ. | લૂગડાં ( ના ) કપડાં. |

## ( કવિતાની સમજુતી. ) ( ૫ ).

જે **નઠારો નિશાળીઓ** હોય તે નિશાળમાં બધા છોકરા આવી રહ્યા પછી પોતે આવે. બીજા સૌ બેશી રહ્યા પછી પોતે બેસે, મેહેતાજી જે ધારા પ્રમાણે ચાલવાને કેહે તે પ્રમાણે ચાલે નહીં તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો, (કંઇજ નહીં). (૧) તે નઠારા નિશાળીઆને સાંઝ પડે કે સુવાનું મન થાય, પછી પાઠ વાચતાં પોતાનો પગ થરથર ધૂજ્યા કરે લખવા બેસે તો લીસોટા લીસોટા પાડે ને ભણવા બેસે તો બકબકાટ કર્યા જાય, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૨). શબ્દોની બરાબર જોડણી પણ તેને આવડે નહીં, ને મનમાં ઘણી ફિકર નહીં તેથી ઘણી ભૂલો તેને પડે, કલમો ભાગીને બધી તે એકઠી કર્યા કરે, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૩). તેના ધૂળવાળા હાથથી તે ચોપડી પણ મેલી કરે, જેમ કોઇ ગાંડી છોકરી હોય ને તે બધું એકઠું કર્યા કરે તેમ તે કરે તેના લૂગડામાં આપણે હજારો જૂ જોઇએ, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો.

---

| | | |
|---|---|---|
| **પાઠ ૨૫ મો** | રૂપ ( ના ) કાન્તિ. | કશી (વિ) કંઈ પણ. |
| આરો ( ના ) પાર,છેડો. | પુત્ર ( ના ) છોકરો. | વઢે ( ક્રિ ) લડે. |
| માંકડો (ના) રાતામોંનો વાંદરો. | કર્મ (ના) નસીબ, કામ. | આડ પાસે=આડી બાજુએ. |
| | ઠોઠ (વિ) અણઘડ. | |
| સંગ ( ના ) સોબત. | વડી (વિ) મોટી. | પૂરૂં ( વિ ) બરાબર. |
| પિતા (ના) બાપ, તાત. | બાળકો ( ના ) બચ્ચાંઓ. | ખરો બોલ=સાચી શીખામણ. |
| પ્રકાશવું (કૃ) તેજ કરવું. | | |
| માતા (ના) મા, માજી. | ટાળો (ક્રિ) મૂકી દેઓ. | સુણી (કૃ) સાંભળી. |

ખૂબ ખારો (વિ) ઘણો નઠારો. [ભાગીઓ.
ફૂટ્યો (ક્રિ) ફુટેલો, અ-
પ્યારો (વિ) વહાલો.
જોર (ના) બળ.
ઠીક (ક્રિ) બરાબર.
ઠાલો (વિ) અમથો.
ભીખીને (ક્રિ) ભીખ માંગીને.

## ( કવિતાની સમજુતી. ) ( ૬ ).

તે **નઠારો નિશાળીઓ** કંઈ વાત માંડી કે તેમાં તૈયાર એટલે વાતો કરવા મંડી જાય, તેથી બચ્ચાંઓ તમે તે નઠારાની સંગત મૂકી દેઓ, એમ કરશો તો કશી વાતનો છેડો તમારો આવવાનો નથી. તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૫). તે નઠારો બીજા જોડે લડે ને વઢ્યા કરે કે આડી બાજુએ પડે, પછી તેનું ખરૂં ડોળ તે જણાઈ આવે તેને કોઈ સારી શીખામણ દે તે કડવી ઝેર જેવી લાગે, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૬). તે નઠારો કીસમતનો ફૂટેલો નિશાળમાં મેહેતાજી ને પણ કાયર કર્યા કરે, ને નિશાળમાંથી છૂટે ત્યારે વાંદરાની પેઠે કૂદકો મારી દોડયો જાય. પછી તે છોકરો માબાપને પણ વહાલો લાગે નહીં, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૭). તે નઠારાને ઘણા જોરથી પકડીને નિશાળમાં લાવીને ગોંધો, તોપણ તે બરાબર શીખવાનો નહીં ને મૂરખોજ રેહવાનો, પછી ભીખ માગીને અથવા ભારો વેચીને ગમે તેમ પોતાનો ગુજારો કરે, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૮)

---

**પાઠ ૨૬ મો.**
કમાયો (ક્રિ) પેદા કીધો.
પત(ના)પતીજ,ભરોસો.
સાટુ (ના) કરાર, વેચાણનો બંદોબસ્ત.
ઉજાણી (ના) મેજબાના, જીઆફત.
કને (અ) પાસે, સોડે.
બાળક (ના) બચ્ચું.
લુચ્ચા (વિ) ઢોંગા.
છેતર્યો (ક્રિ) ઠગ્યો.
વિશ્વાસ (ના) ભરોસો.
જૂઠું (ના) ખોટું.
ઠગ્યો (ક્રિ) છેતર્યો.
કાળું કર=મોં છુપાવ.
ઠગ (ના)ઠગારો, ધૂતારો.
હરામ (વિ) અધરમ.
જન્મ (ના) જીંદગાની.
ફજેતી (ના) ગેરઆબરૂ.
મા (અ) નહીં.
છેતરાય (ક્રિ) ઠગાય.
ભૂલી ગયો (ક્રિ) વિસરીગયો.
નફો (ના)ફાયદો, હાંસલ.

### પાઠ ૨૭ મો.

દેવ (ના) પ્રભુ, પરમેશ્વર.
ગાડીવાન (ના) ગાડીવાળો, ગાડી હાંકનારો.
ખંત (ના) ચેટક.
ઉદ્યમ(ના)ધંધો,વ્યાપાર.
વગડો (ના) વન,જંગલ.
ચીકણો (વિ) ચીકાશવાળો,ચોંટી જાય એવો.
ચોંટી(વિ)વળગી,બાઝી.
વાટ (ના) રાહ.
રોઈ (કૃ) રડી.
વિનંતિ(ના)કાલાવાલા, અરજ.
સહાય (ના) મદદ.
વાણી (ના) વાચા.
મૂર્ખ (વિ) બેવકુફ.
ટેકો (ના) આધાર.
આળસુ (વિ) સુસ્ત.
આશરો (ના) મદદ.
જોડીકાઢેલી (કૃ) બનાવટની, બનાવેલી.
ભરોસો (ના) વિશ્વાસ.
પંડેજ (વિ) પોતેજ.
આધાર (ના) આસરો.
ગરજ(ના)દરકાર, પરવા.
ગુનોહ (ના) અપરાધ.
આજ્ઞા (ના) હુકમ.
મહેનત(ના) શ્રમ, ઉદ્યમ.

### પાઠ ૨૮ મો.

કેળ (ના) કેળાનું ઝાડ.
તાપોડીઆં (વિ) ખાસડીઆં લાંબાજાડી છાલના કેળા.
સોનેરી (વિ) ટુંકા પાતળી છાલનાં કેળાં.
કુંકણી (વિ) ચોધારા લાલ તથા લીલી છાલનાં કેળાં.
મથાળે(ના)ઉપર, ટોચે.
આસપાસ (અ) આજુબાજુએ.
જથો (ના) ઝુમખો.
ફળેછે (ક્રિ) ફળ આવેછે.
પીલા (ના) ફણગા.
લુમ (ના) કાતરો.
ટંકી (વિ) થોડી.
મુદ્દત (ના) વખત.
મેવો (ના) ફળ.
બાફીને (ક્રિ) રાંધીને.
ફરાળ(ના) વ્રતમાં ખાવાના ફળ વગેરે, ફળ ખાવાં તે.
મુખ્ય (વિ) મોટી.
જણસ(ના)ચીજ, વસ્તુ.
રેસા (ના) દોરા.
સ્વાદે (ના) લેહેજતમાં.
બારે માસ=આખું વર્ષ.

કોહતાં (ક્રિ) કોહીજતાં, સડતાં.

### પાઠ ૨૯ મો.

નીલ (ના) કાળા ડીલના વાંદરા.
કાઠું (ના) શરીરનું કદ.
પવાલું(ના) જામ, પ્યાલું.
ગરમ (વિ) તાપવાળા.
જાત (ના) તરેહે.
ડીલે (ના) શરીરે.
માંકડાં (ના) રાતા મોંના વાંદરા.
કૂદવાનું (કૃ) કૂદકો મારવાનું,છલંગ મારવાનું.
ફાળ (ના) કૂદકો, ફલંગ.
વળગી (કૃ) બાઝી.
લાગ (ના) દાવ.
રાંધેલું (ના) બાફેલું.
ધાન્ય (ના) અનાજ.
પાળી (કૃ) પોષી, ખવડાવી પીવડાવી.
ઘાટ (ના) આકાર, ડોળ.
મળતો (કૃ) સરખો.
બેટો (ના) ટાપુઓ.
ઝુંપડી (ના) નાનું ઘર.
વાળ (ના) બાલ.
અજાણ્યો (વિ) ઓળખાણ વગરનો, અતરાપી.

આઘેથી ( અ ) દુરથી.
ભુલમાં (ના) ગફલતમાં.
જંગલી ( વિ ) રાનમાં રેહેનારો, રાની.
વિલાયત ( ના ) અંગ્રેજ લોકોનો દેશ.
ખારવા (ના) ખલાસી.
હળીગયો ( ક્રિ ) મળી ગયો.
બિચારો (વિ) બાપડો.
સંભાળીને ( કૃ ) ખરદાસ લઇને, સાચવીને.

**પાઠ ૩૦ મો.**

ખોદે તે પડે=આપણે કોઇનું ભુંડું કરવા જઇએ તો આપણુંજ માઠું થાય.
દાનત(ના) નિષ્ટા, નજર.
ગીધ ( ના ) લોહી માંસ ખાનારૂં મોટું પક્ષી.
નગરશેઠ ( ના ) શેહેરનો શેઠીઓ.
માલ ( ના ) માલમતા, ભંડોલ પાણી.
વહેંચી લેવાને ( કૃ ) ભાગ પાડવાને.
ઝાડી ( ના ) નાનાં મોટાં ઝાડ એકબીજા ઝાડસાથે આવી ગુંથા જેવું બનેલું તે.
તરસ ( ના ) સોસ.
વેઠી ( ક્રિ ) ખમી, સહી.
નિરાંતે ( ના ) ચેનથી.
ગમી (ક્રિ) પસંદ પડી.
ઊઠયો ( ક્રિ ) આવ્યો.
તાલેવાન (વિ) પૈસાદાર.
કપાળે ( ના ) નશીબે.
કંદોઈ (ના) મિઠાઇ ભજીઆં વગેરે વેચનારો.
મીઠાઇ ( ના ) કોરી સુખડી ( બરફી પેંડા વગેરે. )
ઝેર (ના) વિખ, સોમલ.
ખુશ ( વિ ) મગન.
મોત ( ના ) મરણ.
મડદાં (ના) લાસ, લોથ.
ફોલી (કૃ) કોતરી, ફોડી.
કહેવત ( ના ) કેહેતી, કાહાણી
ચોરીનું ચંડાળે જાય =ચોરનો માલ ચંડાળને હાથે ચઢે.
પાપી હાથ ઘસતા થાય =પાપી લોકો કંઇ પુન્ય દાન કર્યા વગર હાથ ઘસતા મરી જાય.
ચંડાળ (વિ) પાપી, દુષ્ટ.
ઘસતા ( કૃ ) ઘસડાયા, ઘસતા.

**પાઠ ૩૧ મો.**

ભીંત(ના) કાદવનો કરો.
જઇશમા=જઇશ નહીં.
ઊકળતું (વિ) ગરમ થતું.
મહામોટું ( વિ ) ઘણું ખરાબ, બહુ નઠારૂં.
માનવું ( ક્રિ ) કહ્યું કરવું, કબુલ કરવું.
ઊગર્યું (ક્રિ) બચ્યું, જીવ્યું.
શીખામણ ( ના ) બોધ, ફાયદાની કહેલીવાત.
સમજીને (કૃ) જાણીને.
હસવા ( કૃ ) દિઠિઆરા કરવા, હાંસી કરવા.
ડોશી(ના) ઘરડી બઇરી.
ફીકર (ના) ચિંતા.
અકલ ( ના ) બુદ્ધિ.
પૂંજી ( ના ) ગાંસડો.
ડાહીડાહી (વિ) ડાહપણ ભરેલી.
ટેવ (ના) આદત.
ચરૂ ( ના ) બે કડાવાળું તાંબાનું કે પિતળનું વાસણ.
ઊની ( વિ ) ગરમ.
વરાળ ( ના ) બાફ.

| | | |
|---|---|---|
| તમર ( ના ) ચકરી. | પાણીનો દેગડો. | ચૂકે ( ક્રિ ) ભૂલે. |
| મૂર્ખાઈ (ના) બેવકુફાઈ. | ચોટ ( ના ) ટક્કર, દાવ. | જીવ(ના) પ્રાણ, આત્મા. |
| માની ( ક્રિ ) કબુલ કરી. | ડોળવું ( ક્રિ ) હાલવું, ધુણવું. | જોખમ(ના) નાસ થવાની ધાસ્તી, સંકટ. |
| વલે (ના) હાલ, હવાલ. | તત્કાળ ( અ ) તરત. | બુદ્ધિબાળ=થોડી અક્કલ. |
| નાદાન (વિ) અણસમજુ, થોડી બુદ્ધિનું. | અંજાઇ (કૃ) તમર ખાઈ. | ડાહપણ ( ના ) શેખી, ચતુરાઈ. |
| કડવી (વિ) નઠારી. | વિનાશ ( ના ) નાશ. | |
| ડાહ્યાં (વિ) શાણાં. | મુખ ( ના ) મોઢું. | વેહેમ ( ના ) શક. |
| મરજી (ના) ઇચ્છા. | પ્યારા ( વિ ) વાહલા. | બોલ ( ના ) શબ્દ. |
| **પાઠ ૩૨ મો.** | પાસ ( અ ) પાસે. | ચાલ ( ના ) રીત. |
| ઊનામણો ( ના ) ઊના | ઉકળેછે(ક્રિ)ગરમ થાયછે | હાલ ( ના ) હવાલ. |

## ( કવિતાની સમજુતી. ) ( ૭ ).

'માખીએ મોંઢે થકી બોલીને કહ્યું કે હે મારા વાહાલા બચ્ચા, જ્યાંહાંસુધી હું જઇને પાછી આવું ત્યાંસુધી તું ઉડીને ઊંચે આકાશમાં જતું નહીં. ( ૧ ). ત્યાં ઉના પાણીનો દેગડો ઉકળેછે, ને તેની પાસે જો કોઈ જાય, ને એવામાં તેની કાંઈ નજર ચુકી તો તે વખતે તરત તેનો જાન જતો રહેછે ( માટે તું ત્યાં જઇશ નહીં.) ( ૨ ). એવી શીખામણ બચ્ચાને દઇને માખી તો ઉડી ગઈ. પણ બચ્ચું નાદાન બુદ્ધિનું, તેથી તુરત તેના મનમાં એ બાબતનો ઘોળાટ કરવા લાગ્યું. ( ૩ ). તે બચ્ચું મનમાં વિચારવા લાગ્યું કે ઘરડા માણસો વહેમ ઘાલીને ઘણી વાતો કરેછે. પણ આટલે ઉડીને પાછું આવું તેમાં તે હું શારીતે મરી જઇશ! ( ૪ ). એવો મનમાં વિચાર કરીને તે બચ્ચું ઉડી ગયું. ને તે પાણીના ચરૂ કે દેગડા પાસે પહોંચ્યું, તેવુંજ પહોંચતાવારને તમ્મર ખાઇને તેમાં પડયું કે હું મરી જવાનું એમ તેણે જાણ્યું ( ૫ ). પછી તે મરતાં મરતાં બોલ્યું જે છોકરાં આવી ચાલ ચાલે, **માબાપનું કહ્યું માને નહીં ને પોતાની જીદ ચલાવે, તેના આવા હાલ થાય.** ( ૬ ).

---

**પાઠ ૩૩ મો.**

સાચો (વિ) ખરો, સાચા બોલો.
વર્ગ (ના) સરખું શીખનારા છોકરાની હાર.
ભોગજોગ (અ) એકાએક, દૈવયોગ.
નંબર (ના) આંકડો.
સાંભરતું (કૃ) યાદ આવતું.
અજાણતાં(અ) ઓચિંતા, અજાણપણે.
ધારો (ના) કાયદો.
તોડે (ક્રિ) અમલમાં નહીં લાવે.
નાનીસરખી (વિ) નાની જેવી.
વળગાડી (કૃ) બઝાડી.
સરત(ના) નજર, ધ્યાન.
ભૂલ્યો (ક્રિ) વિસર્યો.
છૂટું (વિ) જૂદું, નોખું,
જવાબ (ના) ઉત્તર.
નીચું ઘાલી=શરમાઈ.
ઉમેરીશ (ક્રિ) વધારીશ.

**પાઠ ૩૪ મો.**

ટેબલ (ના) લખવાની મેજ.
સાંભર્યાં (કૃ) યાદઆવ્યાં.
છાતી (ના) હિમ્મત.
સાચું (ના) ખરૂં.
સાહેબ(ના) મેહેરબાન.
રજા (ના) પરવાનગી.
માફ (ના) ક્ષમા.
કદાપિ (અ) કદી, કધુ.
છાની (વિ) છૂપી.
ખરેખરૂં (વિ) સાચે સાચું.
માન્યું (ક્રિ) કબુલ કર્યું.
અગાઉ (અ) પેહેલાં.
શરમ (ના) લાજ.
વિચાર (ના) મનસુબો.
ફોકટ (વિ) નકામા.
ધીરજ (ના) હિમ્મત.
ત્યારકેડે(અ)ત્યાર પછી.
પહેલાં (અ) આગળ.
ઊઘાડી (ક્રિ) ખોલી.
પડપૂછ(ના) તજવીજ.

**પાઠ ૩૫ મો.**

આળ (ના) તોહોમત.
નવાઇ (ના) અચરત.
નિત્ય (અ) રોજ.
વાંક (ના) તકસીર.
વગરપૂછે=પૂછયાવિના.
સૂઝે (ક્રિ) જણાય.
માંહેમાંહે (અ) એકબીજા, અરસ પરસ.
નક્કી (અ) ખચીત.
છૂટવાની (કૃ) છોડવાની.
પકડાયો (ક્રિ) ઝલાયો.
ખરો (વિ) સાચો.
ઉતર્યું (ક્રિ) ગયું.
પૂરો(વિ) પક્કો,બરાબર.
ચાલ (ના)ચાલચલગત.
આબરૂ(ના)ઇજત, માન.
વખાણ (ના) તારીફ.

**પાઠ ૩૬ મો.**

પંચાત (ના) ચૂકાદો.
પલ્લાં (ના) છાબડાં.
આવકાર (ના) આદરમાન, આદરભાવ.
બચકું (ના) ડાકૂ.
ન્યાય (ના) ઇનસાફ.
ઇનસાફ (ના) ચુકાદો.
ત્રાજુડી (ના) ત્રાજવા.
કરગરી (કૃ) કાલાવાલા કરી, દલગીર થઈ.
વહેચતાં (કૃ) ભાગ પાડતાં.
વઢી પડી (ક્રિ)લઢી પડી.
વઢવાડ (ના) લડાલડી.
વાંધો (ના) તકરાર.
તોડ (ના) નીકાળ.
વાજબી (વિ) અદલ.
કશી (વિ) કંઈ,જરાપણ.
કટકા (ના) ટુકડા, કકડા.
નમ્યું (ક્રિ) નીચે ગયું.
સમજી (ક્રિ) ચેતી.

બાઇઓ (ના) બેહેનો.
ધીરજ (ના) સબુરી.
રાહે (ના) રીતે.
છૂટકો (ના) નીકાળ.
લાગેવળગે (ક્રિ) પહોંચે.
ગટ કરી ગયો=ખાઇ ગયો.
ડાવકું (વિ) ડાહ્યું.
ઉપાય (ના) ઇલાજ.
સુખેથી (ના) મઝાથી.
બેલાશક (અ) નિરભે.
લડાઇ (ના) ટંટો.

**પાઠ ૩૭ મો.**

પ્રાણી (ના) જીવવાળા પશુ, જાનવર.
ભૂકો (ના) ચૂરેચૂરા.
પશુ(ના)ચોપગોજાનવર.
અટકચાળાં (વિ) આડાં ચાળા કરનારા.
પંખી (ના) પક્ષી.
માછલાં(ના)નાનામચ્છ
ઊન (ના) ઘેટાના બાલ
કર્યાં (ક્રિ) પેદા કીધાં.
ઠીક (અ) દુરસ્ત, બરાબર.
મળતો (ક્રિ) સરખો.
ફેર (ના) તફાવત.
વાચા (ના) બોલવાનું ભાન.
મરજી (ના) ઇચ્છા.
બંડી (ના) બદન.
સુદ્ધાં (અ) સાથે.
હરકત (ના) અડચણ.

**પાઠ ૩૮ મો.**

રૂવાંટી(ના) ઝીણાબાલ.
રૂપાળા (વિ) શોભીતા
જ્ઞાન (ના) ભાન, સમજણ.
બસ (અ) બહુ, ઘણું.
સુંવાળા (વિ) કુમળાં, નરમ.
ઘટ્ટ (વિ) જાડા.
આછા (વિ) થોડા.
લીસા (વિ) સાફ.
ચટાપટાવાળા= કાબરચીત્રા.
ખરી (વિ) સાચી.
ઝાલવાના(કૃ)પકડવાના.
સીધાં (વિ) પાધરા.
ઢાંકણુ (ના) કવર.
સરજનાર (ના) પેદાકરનાર, (પરમેશ્વર).

**પાઠ ૩૯ મો.**

હેત (ના) પ્રિતી, પ્યાર.
હથોડા (ના) ધાતુ ટીપવાનું લોઢાનું હથિઆર.
અનરથ (ના) નુકસાન.
પ્રભુ (ના) ઇશ્વર.
મુવાળો (ના) બાલ.
શૂળી (ના) ફાંશી.
ગલોલ (ના) ગોફણો.
નમેરી (ના) દયાવગર.
સમે (ના) વખતે.
ભમે (ક્રિ) ભટકે.
દયા (ના) મેહેર.
તજી (ક્રિ) છોડીદઇ.
પરોવી (કૃ) ઘોંચી.
કાંતો (અ) નહિતો.
છોડે (ક્રિ) મુકી દે.
અર્થ (ના) મતલબ.
અકલ (ના) બુદ્ધિ.
આગ (ના) દેવતા.
તજો (ક્રિ) મુકીદો.
ડરી (કૃ) બીહીને.
ધારો (ક્રિ) વિચારો.
પ્રેમ (ના) હેત.
કુળ (ના) વંશ.
કેક (વિ) કોઇક.
ફાંસો (ના) કબજો.
તરફડતાં (કૃ) તરફડીઆ ખાતાં.
ભાળે (કૃ) જુવે.
પાપી (વિ) દુષ્ટ માણસ.
ચિત (ના)મન, ધ્યાન.

## ( કવિતાની સમજુતી ). ( ૮ ).

કોઇ વખત જ્યારે જાનવરનું મન ભમેછે ત્યારે તે ગમે ત્યાં ફર્યા કરેછે, તેવારે કોઇ માણસ તે બિચારા પશુને શૂળમાં ઘોંચી નિર્દયપણે દુ:ખ દેછે; કે નહીંતો પછી તેનો પગ તોડેછે, ને છોડી મુકેછે કે નહીંતો તેની આંખ ફોડેછે; કે નહીંતો તેને જોડા વતી માર મારેછે ને પછી હથોડા વતી ધૂળમાં દાટી દેછે; એવું નુકસાન મતલબ વિનાનું ઘણું કરેછે, જેમકે બુદ્ધિ વગરનો માણસ ઝાડના મૂળમાં આગ મૂકી તેને બાળી મૂકે તેમ; માટે ઇશ્વરથી બીહીને તમે તેવાં પાપ કરવાં મૂકી દો, ને પશુઓ ઉપર પ્યાર રાખવાં વિશે **પરમેશ્વરને** હેતથી યાદ કરો. ( ૧ ).

કોઈ માણુસ પશુના પગ અને પાંખો, પકડીને તોડી નાખેછે, ને પછી ખુશી થઇને જોવાને તેને છોડી દેછે; વળી કોઇક તો બાલથી ફાંસો ઘાલેછે ને પછી તે પશુના હાથ પગ તરફડેછે તે જુવે છે; તે શુળી કાંટાની સોય જેવી હોયછે તે વગર દયાથી હાથે વતી ઘોંચી દે; પક્ષી ઉપર જે ગોફણ ફેંકેછે તે દુષ્ટ માણુસ મનમાં જરા વિચાર કરતો નથી ( કે રખેને એને દુ:ખ થતું હશે ). (૨)

---

**પાઠ ૪૦ મો.**

પેચ (ના) આટો.
મશ્કરી ( ના ) મજાક.
ચાદર ( ના ) ખાદીની જાડી પીછોડી.
ઓરવું ( ક્રિ ) નાંખવું.
સકંજો ( ના ) સંચો.
જોડેલી (ક્રિ) બનાવટની
તરતજ ( અ ) પાધરો.
મજે ( ના ) રમુજ.
અચરજ (ના) નવાઈ.
કપાસ (ના) રૂનાં ઝાડ.
હીંચકા ( ના ) ઝોલા.
સોબતી ( ના ) સાથી.
ધાડું ( ના ) ટોળું.
હીંચવા ( ક્રૃ ) હીંચકા ખાવા, ઝુલવા.
પછવાડે (અ) પાછળ.
ઝોળીઓ ( ના ) ઝુલતી ગાંસડીઓ.
ઢગલા ( ના ) ગંજ.
ચરખા (ના) કપાસ પીલવાના નાનારેંટીઆ.
કપાશીઆ ( ના ) કપાસના બી.
છૂટા (વિ) નોખા, જુદા.
દાબવા ( ક્રૃ ) ચાંપવા.
ચગદાઇને ( ક્રૃ ) કચડાઇને, છુંદાઇને.
ટાટ ( ના ) શણનું કપડું.
કસ્યા (ક્રૃ) તાણી કકડીને બાંધ્યાં.

**જાળીઆં ( ના ) ઝીણાં** ઝીણાં બાકાં.

**પાઠ ૪૧ મો.**

ગુંગળાવું (ક્રિ) અકળાવું, ગભરાવું.
કાંતવું (ક્રિ) લાંબા કાચા દોરા કરવા.
વેઠવું ( ક્રિ ) સેહેવું.
**આંટી ( ના ) સુતરનું** ગોળ ગુંચળું.
તાંત ( ના ) બકરાના આંતરડાંની દોરી.
વેપારી ( ના ) રોજગાર કરનાર.
પૂંણી (ના) રૂના ગાળાને સળીથી વાળી લાંબો આકાર કરેલો તે.
વણુકર (ના) સાળવી.
મળસકું (ના) સહવાર.
રંગરેજ ( ના ) રંગારા.
સૂતરીઓ (ના) સૂતરના વેપારીઓ.
કસુંબી ( વિ ) રાતી.
અથડાતાંકૂટાતાં ( કૃ ) અફળાતા ઝીકાતા.
ગુંગળાઇ (કૃ) અકળાઇ
અંતે (અ) છેલ્લે.
વારો (ના) વખત.
પીંજારા(ના)રૂને તાંતવડે **સાફ કરનારા લોકો.**
પીંજ્યા (ક્રિ) સાફ કીધા.
ઝપાટા (ના) લાકડીના સપાટા, લાકડીથી મારવું તે.
સાળ ( ના ) લાકડાનું વણુવાનું ઓજાર.
આકાર (ના) ડોળ.
નિરાંત (ના) ચેન, સુખ.
પોત (ના) કુમાસ.
ગમ્યું (ક્રિ) પસંદ પડયું.
સરત (ના) સુરત, ફોમ.

**પાઠ ૪૨ મો.**

ઓળખાણ ( ના ) પીછાન, ઓળખ.
ચળકાટ (ના) ઝળકાટ.
ઓચિંતુ ( અ ) એકાએક, એકદમ.
ચાંચવો (ના) કોદાળીજેવું લોઢાનું હથિઆર.
જાણિએ ( ક્રિ ) ઓળખીએ.
ઝણઝણાટ (વિ) ઝીણો ઝીણો.
અવાજ (ના) સાદ.
ગભરાયો ( ક્રિ ) અકળાયો.
એકાદ (વિ) એક.
**જણ (ના) માણસ.**
કાળ (ના) વખત.
સરખો ( વિ ) જેવો.
હાયહાય (અ) અરેઅરે.
અજવાળું (ના) ઉજાસ.
ધીબાધીબ (વિ) ધબ દેતા કે, એક પછી એક.

**પાઠ ૪૩ મો.**

લગડી (ના) ઢાળકી.
ચીપ (ના) નાની પાટ.
કાનસ (ના) રેતરડી.
જતરડો (ના)કાણુવાળું તાર ખેંચવાનું લોઢાનું હથિઆર.
વેષ ( ના ) પોષાક બદલીને કોઇના જેવું ડોળ દેખાડવું.
ચપટા (વિ) એક પાસેથી બેઠેલા.
મૂસ(ના)ધાતુ ગાળવાનો સંચો, રેચી.
ભાઇબંધ (ના)દોસ્તદાર.
નોખા ( વિ ) છુટા.
ભઠ્ઠી ( ના ) દેવતાનો મોટો ચૂલો.
તપાવી (કૃ) ગરમ કરી.
ભાઇબંધી (ના) દોસ્તી.
લપેટી ( કૃ ) વીંટાળી.

સ્નેહ (ના) પ્રિતી.
છોડયા (ક્રિ) મુકયા.
એરણ (ના) જેના ઉપર ટીપે છે તે ધારવાળું લોઢાનું ઓજાર.
ચપડીને (કૃ) ટીપીને.
હીર (ના) રેશમ.
ફિરકી (ના) કસબ કે રેશમ લપેટવાનું લાકડાનું ઓજાર.
આમળે (ક્રિ) વળદે.
બદલાઇ (ક્રિ) ફેરવાઇ.
રાચ (ના) વણવાનું લાકડાનું ઓજાર.

**પાઠ ૪૪ મો.**

નિર્દય (વિ) ઘાતકી.
અપલક્ષણ (ના) ખરાબ ગુણ, ખરાબ ટેવ.
સલાહ (ના) વિચાર.
જૂઠાણું (ના) જૂઠું.
મહા (ના) મોટું.
ધિક્કાર (ના) તિરસ્કાર.
હરેક (વિ) ગમે તે.
જોગ (વિ) લાયક.
નુકસાન (ના) હાણી.
વાંક (ના) તકસીર.
ઢાંકવાને (કૃ) છુપાવવાને.
માઠું (વિ) ખરાબ.
મતલબ (ના) પેચ, અર્થ.

નાનોસુનો (વિ) જરાક-જેટલો.
હરખાતાં (કૃ) ખુશીથતાં.
ઊઘાડો (વિ) ખુલ્લો.
સ્વભાવ (ના) ખાશિઅત, પ્રકૃતિ.
ચૂપ (વિ) મુંગા.
ધૂણાવીને (ક્રિ) હલાવીને.
ઇશારત (ના) નિશાની.
ઉતારવી (ક્રિ) ઠસાવવી
છેતરવું (ક્રિ) ઠગવું.

**પાઠ ૪૫ મો.**

શીકું (ના) વાસણ ભેરવવાનું જાળીવાળું ગુંથેલું દોરડાનું ગુંચળું.
તકાવવુ (ક્રિ) ધારી રેહેવું.
છલંગ (ના) ફલંગ.
માંચી (ના) લાકડાની પીઠ વગરની ખુરસી.
અંગારા (ના) દેવતાના સળગેલા કોયલા.
સાચવવું (ક્રિ) સંભાળવું, તપાસવું.
વાસ (ના) સોરમ.
શક્તિ (ના) જોર.
સોડમ (ના) સુગંધ.
ખસેડી (કૃ) આઘો કરી.
કાના (ના) કારણ.

કયાંક (અ) કંઇ જગોએ.
ભારે (વિ) મોટી.
વહેમ (ના) શક.
બોજો (ના) ભાર.

**પાઠ ૪૬ મો.**

ઉગારવું (ક્રિ) બચાવવું.
આકાર (ના) રૂપ, ડોળ.
ખુશામત (ના) કાલાવાલા.
ફેર (ના) તફાવત.
અજાણ્યું (વિ) અતરાપી, પારકું.
ધણી (ના) શેઠ.
ચેતાવે (ક્રિ) જાણ કરે.
દોરી (કૃ) દોરવી, તેડી.
વરૂ (ના) વાઘના જેવું લોહી માંસ ખાનારૂં જનાવર.
ગુણ (ના) ફાયદો.
બરદાશ (ના) સંભાળ.
સરસ (વિ) સારી.
જન્મથી (ના) જન્મે ત્યારથી.
કુરકુરીઆં (ના) કુતરીના બચ્ચાં, ગલૂડીઆં.
વહાલાં (વિ) પ્યારાં.
ઉલટાં (વિ) સામાં.
લાડેછે (વિ) ગેલ કરેછે.
ઉદાસ (વિ) દલગીર.

**ઓળખી ( કૃ ) જાણી.**
એકાએક (અ) એકદમ.
ભેગાં (વિ) એકઠાં.

**પાઠ ૪૭ મો.**

ધાયલ ( વિ ) જખમી.
કાપણી (ના) ઘાસ તથા અનાજ કાપવાનું કામ.
હોજ ( ના ) પાણીનાં કુંડ, પાણીની ટાંકી.
ધોરીનસ (ના) ધોરીરંગ.
હ્દય ( ના ) અંતઃકરણ.
દાતરડું (ના) ઘાસ તથા અનાજ કાપવાનું વાકું લોઢાનું હથિઆર.
મૂઢ ( વિ ) ઠોઠ
સાવચેતી ( ના ) ખબરદારી, હોંશિઆરી.
કપાયો ( ક્રિ ) વઢાયો.
ઘા ( ના ) જખમ.
જબરો ( ના ) ભારે.
ધડધડ ( વિ ) દડદડ
વાટે ( ના ) રસ્તે.
દાબણુ ( ના ) દબાણ
જોરાવર ( વિ ) જબરી.
ચંચળ (વિ) હોંશિઆર.
મરણ ( ના ) મોત.

ઘટતો ( વિ ) લાયક.
તરતબુદ્ધિ=ઘટતો ઉપાય જલદીથી સુઝે એવી અક્કલ.

**પાઠ ૪૮ મો.**

અનાજ ( ના ) ધાન્ય.
મુખ્ય ( ના ) ઘણું, મોટું.
સાંઠા ( ના ) અનાજના ઉભા સોટા.
ટોચ (ના) ઉપલો ભાગ.
કૃપા ( ના ) મેહેરબાની.
જાતજાતનાં (ના) તરેહેતરેહેનાં, ભાતભાતનાં.
ડાંગર ( ના ) ભાત.
પોચા ( વિ ) નરમ.
પોલા ( વિ ) પોકળ.
જથાબંધ (વિ) સામટા.
બાંધો (ના) બંધારણ.
ચતુરાઈ (ના) ડહાપણ.
નબળા ( વિ ) કમજોર.
મજબૂત ( વિ ) જોરાવર
આસ પાસ (અ) પાસેપાસે, ચોમેર.
ફોતરાં ( ના ) પડ, છોડાં.
ભીનાશ ( ના ) ભેજ.
ઠંડા ( વિ ) ટાઢવાળા.

હમેશા ( અ ) રોજ.
સેવા ( ના ) ભક્તિ.

**પાઠ ૪૯ મો.**

જગકર્તા (ના) જગતનો બનાવનાર ઈશ્વર.
પ્રૌઢ ( વિ ) મોટા.
હય ( ના ) ઘોડા.
વાહન (ના) ગાડી ઘોડા વગેરે બેસવાનું.
વૈમાન ( ના ) સ્વર્ગની પાલખી.
સાજ ( ના ) સામાન.
માનવી ( ના ) માણસ.
જગ (ના) જગત, દુનિયા.
ઉપજાવી (ક્રિ) પેદા કરી.
વસ્તુઓ ( ના ) ચીજો.
સંસાર ( ના ) દુનિયા.
પાર ( ના ) છેડો.
બળવાન (વિ) જોરાવર.
રવિ ( ના ) સૂરજ.
ઠરાવ્યો ( ક્રિ ) કીધો.
ઠાઠ ( ના ) ભપકો.
સમાસમાના ( ના ) વખતે વખતના.
કાજ ( અ ) વાસ્તે.

## ( કવિતાની સમજુતી. ) ( ૯ ).

**દુનિયાના બનાવનાર પરમેશ્વરે દુનિયામાં ઘણી ચીજો પેદા**

કીધી છે. તેથી આખા જગતના લોકો સુખ પામેછે. તેના ગુણ ગાવા બેસીએછીએ તો પાર આવતો નથી. (૧). પૃથ્વી પાણી ને મોટા મોટા પાહાડો, ને ઝાડીમાં જે ઘણું ઝાડો હોયછે તે તેમ બળદો, ઘોડા, ને જોરાવર હાથી ને વૈમાન જેવા બેસવાના પ્રભુ, તેંજ બનાવ્યા છે. (૨). ચંદ્રમાં, સૂરજ અને તારાનો ચળકાટ તેનો બપકો સારો બનાવ્યો છે, અને વખત વખતના સુખનો સામાન પ્રભુ તેં માણુસને વાસ્તેજ કીધો છે. (૩).

---

**પાઠ ૫૦ મો.**

નાળિએરી (ના) નાળીએરનું ઝાડ.
ચિણાં (ના) રેસા.
ટટ્ટી (ના) કામડાનીવાડ.
ઝાવલી (ના) નાળિએરીના પાતરાંની ગુંથીને કરેલી ટટ્ટી.
ઠેઠ (અ) છેક.
મેર (ના) બાજુ.
સાફ (વિ) ચોખ્ખું.
ચિણું (ના) રેશાવાળું.
ટોપરૂં (ના) કોપરૂં.
પીલે(ક્રિ)ઘાણીમાં કચડે.
કોપરેલ (ના) કોપરાનું તેલ.
ઢોર (ના) જનાવર.
તાડી (ના) ખજૂરાનો કે નાળિએરીના ઝાડનો રસ.
કેફ (ના) નિશા.
ખુએ (ક્રિ) ગુમાવે.
બગાડ (ના) ખરાબી.

**પાઠ ૫૧ મો.**

કાસદ (ના) ખેપીઓ.
બંબાવાળો (ના) બંબોરાખનારો.
બેભાન (ના) શુદ્ધિ વગરના.
મધરાત(ના)વચલીરાત.
શુમારે (ના) આસરે.
શેરી (ના) મોહોલ્લા.
ઠોકયાં (ક્રિ) અફાળ્યાં.
ધશીને (ના) જોરસાથી દોડીને.
ખખડાવ્યાં (ક્રિ) ઠોકયાં.
ભડકા (ના) મોટાં બળતાં.
ફડાફડ (વિ) જોરભેર.
અવાજ (ના) ધડાકા.
નીસરણી (ના) સીડી.
મેડો (ના) માળ.
પથારી (ના) બિછાનું.
રૂંધાઇને(કૃ)ગુંગળાઇને.
ઢંઢોળ્યો (ક્રિ) હલાવ્યો.
ધસડીને (કૃ) ખેંચીને.
વર (ના) ધણી.

**પાઠ ૫૨ મો.**

જાગૃતિ (ના) શુદ્ધિ.
શૂર (ના) બહાદુરી.
ગાંડાં (વિ) દીવાનાં.
કમાડ (ના) બારણાં.
ધડાકો (ના) મોટો અવાજો, ભડાકો.
ચોમેર (અ) ચારેબાજુ.
નવાઇ (ના) અચરતી.
ભાઇબંધ(ના)દોસ્તદાર.
નિરાંત (ના) ચેન.
લાહે (ના) આગ.
હઠયો (ક્રિ) હાર્યો, ફર્યો.
મિત્ર (ના) દોસ્તદાર.
બચાવવાને (કૃ) ઉગારવાને, જીવાડવાને.

પાડોશ (ના) પાસેનું ઘર.
લાગ (ના) દાવ.
ફાવ્યો ( ક્રિ ) જડયો.
માર્ગ ( ના ) રસ્તો.
ચીસેચીસ ( ના ) ઘાંટે ઘાંટા.

**પાઠ ૫૩ મો.**

અણીશુદ્ધ ( ના ) સહીસલામત.
ઉઘરાણું (ના) કંઇ કામસારૂ બધાએ શક્તિ પ્રમાણે પૈસા ભરી એકઠા કરવા તે.
ટીપ ( ના ) યાદી.
હરખાઇ (કૃ) મગન થઈ.
પાધરોજ (અ) સીધોજ.
હડસેલા=ધક્કા, આચકો.
તન ( ના ) શરીર.
ધ્રૂજે (ક્રિ) કાંપે, થરથરે
બચાવનાર (ના) ઉગારનાર.
હિંમત ( ના ) છાતી.
યુક્તિ ( ના ) તદબીર.
મેદાન (ના) ખુલ્લી જગો.
દયાળુ ( વિ ) માયાળુ.
પુરૂષે ( ના ) મરદે.
ઊગાર્યા (ક્રિ) બચાવ્યા.
લોઢાં (ના) સુતારનાં ઘડવાનાં ઓજારો.
રાચરચીલાં ( ના ) ઘરશણગારને શોભતો લક્કડવગેરે સામાન.
દાણોદૂણી (ના) અનાજપાણી.
લુગડાંલત્તાં (ના) કપડાં વગેરે.
ભેર ( અ ) સાથે.
કુટુંબ ( ના ) કબીલો.
પાડોશી ( ના ) પાસેના ઘરના રેહેનારા.
પખવાડીઆં (ના) પંદરવાડીયાં.
ખરેખરી ( વિ ) સાચે સાચી.

**પાઠ ૫૪ મો.**

તપાસ (ના) તજવીજ.
જવાહિર (ના) એકજાતનું રત્ન.
દરબાર (ના) રાજકચેરી
ઝાડો(ના)તપાસ,જડતી
સાક્ષી ( ના ) સાહેદ.
અસર ( ના ) લાગણી.
ફેર ( ના ) તફાવત.
ફકીર ( ના ) સાંઇ.
ખોડું ( વિ ) લંગડું.
સાંઈ ( ના ) ફકીર.
મેર ( ના ) બાજુ.
લાધાછે (ક્રિ) નાખ્યાંછે.
ધારીધારીને (કૃ) તાકી તાકીને.
પારખી (ક્રિ) ઓળખી.
હીંડો ( ક્રિ ) ચાલો.
ડહાપણ (ના) પતરાજી.
કશું ( વિ ) કંઈ પણ.

**પાઠ ૫૫ મો.**

જાદુગર ( ના ) મંતર જંતરનો જાણનારો ધૂતારો.
શાબાસી ( ના ) માન.
અનુમાન (ના) કલ્પના.
સજા ( ના ) શિક્ષા.
રમૂજ ( ના ) ગમત.
અચંબો ( ના ) નવાઈ.
ગમ ( ના ) બાજુ.
ઓછું ( વિ ) થોડું.
લગડું ( વિ ) પગે લૂલુ.
બમણુતી ( કૃ ) બાઝતી.
સમજવાનું ( ક્રિ ) અક્કલ લેવાનુ
ચિત્ત ( ના ) ધ્યાન.

**પાઠ ૫૬ મો.**

આંકડો (ના) આંકડાના ફૂલનું ઝાડ.
મળતાં ( કૃ ) સરખાં.
જુદાં(વિ) નહીં મળતા.
ફાટ ( ના ) ચીરો.

છેક ( અ ) બહુ, ઘણી.
ડુંગરા (ના)) ઊંચા ટેકરા.
અડે ( ક્રિ ) અડકે.
ऊंट मेले आंकडो=ઊંટ આંકડાના ઝાડને ખાય નહીં.
बकरी मेले कांकरो=બકરી કાંકરાને ખાય નહીં.
સાંભરવું ( કૃ ) યાદ આવવું.

**પાઠ ૫૭ મો.**

મેંઢાં ( ના ) ઘેટાં.
ચપળ (વિ) હોંશીઆર.
ઠરેલ (વિ) ખસી ન જાય એવા.
ધીમો (વિ) ટાઢો, ઠંડો.
જન્મારો (ના) જીંદગાની, અવતાર.
ઘડયો ( ક્રિ ) બનાવ્યો.
ઠોકરાય (ક્રિ) ઠોકરખાય.
ભરવાડ (ના) ઘેટાં ચરાવનાર.
ઊન (ના) ઘેટાંના બાલ.
ખ્રિસ્તિ (ના) ઇસુધર્મી.
વેપાર ( ના ) રોજગાર.
લાખો (વિ) હજારો.
ઉપજેછે (ક્રિ) પેદાથાયછે.
કામળી ( ના ) સુમાળા.
કામળા ( ના ) નાના ચૂમાળા.
હુંફ ( ના ) ગરમી.
બફાઇ ( કૃ ) રંધાઈ.
નિમાળા ( ના ) બાલ.

**પાઠ ૫૮ મો.**

ગુણવાળી (ના) ફાયદાવાળી.
શીંગાળી (વિ) શીંગડાવાળી.
ખડ ( ના ) ઘાસ.
પગાળી (વિ) પગવાળી.
આકાર (ના) ઘાટ, ડોળ.
આંચળ ( ના ) થાન.
ફાટ ( ના ) ચીરો.
રૂપાળો (વિ) શોભિતો.
ભાળો ( ક્રિ ) જુઓ.
વાળ ( ના ) બાલ.
ગોવાળ ( ના ) ગાયનો ચરાવનાર.
સંભાળ ( ના ) બરદાસ.
ભલું (વિ) સારૂં.
ખીર (ના) દૂધમાં રાંધેલો ભાત.
થાક ( ના ) મેહેનત, શ્રમ.
ઠરે ( ક્રિ ) બંધાઇ જાય.
ઉપજે ( ક્રિ ) થાય.
ઠંડ ( ના ) ટાઢક, ઠંડક.

## ( કવિતાની સમજુતી. ) (૧૦).

ફાયદો કરે એવી **શીંગડાવાળી ગાય** પાણી પીએ ને ઘાસ ખાયછે, એનો ઘાટ કેવો સારોછે? તેને ચાર પગને ચાર આંચળ છે. ( ૧ ) તેના પગની ખરીમાં ચીરોછે તે, ને તેનો આકાર સારોછે, તે જુઓ; તેના પૂછડાને છેડે બાળનો ગુચ્છો છે, ને રોજ રોજ ગોવાળીઓ તેની બરદાસ લેછે. (૨). કોઈ વખત બેઠી હોય ત્યારે હોઠ હલાવ્યા કરેછે તેમાં કોઇ કાળી અથવા ધોળી હોયછે, તેમ કોઇ રાતી હોયછે. દોહતી વખતે તેનું દૂધ સારૂં દેખાયછે. ને તે દુધના દહીં, માખણ ને ઘી થાયછે. ( ૩ ) વળી દૂધના પેંડા બરફી ને દૂધપાક બનેછે, ને ખીર

ખાતાં મેહેનત પડતી નથી તે પણ દૂધની થાયછે; વળી બાસુદી ને શીખંડ પણ દૂધનાં થાય છે, તે પેટમાં ઠરેછે ત્યારે ઘણી ઠંડક થાયછે. (૪)

---

**પાઠ ૫૯ મો.**

લુગડાં=કપડાં.
ઘટ્ટ ( વિ ) જાડાં.
ગોકળગાય ( ના ) એક જાતનો ધીમો ચાલનાર જીવડો.
લાચાર ( વિ ) કંગાળ.
રૂવાંટાં ( ના ) ઝીણાં-બાલ.
હેરાન (વિ) કાયર.
ગરદન (ના) ડોક.
લબડે (ક્રિ) લટકે.
રક્ષણ (ના) સંભાળ.
હુંફાળાં ( વિ ) ગરમી વાળાં, ગરમ.
શંખલા (ના)છીપમાંનો જીવડો.
અવતરે ( ક્રિ ) જન્મે.
નરી (વિ) ફક્ત, એકલી.
સુંવાળી ( વિ ) નરમ, નાજુક.
ગજીઆણી ( ના ) ગજપનાનું રેશમી લુગડું.
કિનખાબ (ના) કસબના બુટ્ટાવાળું લુગડું.
ઊઘાડું ( વિ ) ખુલ્લું.
કોમળ ( વિ ) કુમળું.
સાફ ( વિ ) ચોખ્ખું.

**પાઠ ૬૦ મો.**

ગાજવીજ (ના) ગડગડાટને વીજળી.
વેગ ( ના ) જુસ્સો.
વાયુ ( ના ) પવન.
મોજાં ( ના ) જુવાળના પાણીના ફીણવાળાં ખડકા.
ઝબકારો (ના) ચમકારો
કઠારો (ના)અકળામણ.
મુદ્દલ ( વિ ) બીલકુલ.
ઘોર ( વિ ) બીયામણું.
ગડગડાટ (ના) અવાજ.
કડાકા(ના)મોટાઅવાજ.
અધધધ (અ) ઓહોહો.
ઝડી ( ના ) ઝરમર ઝરમર વરસાદ આવ્યા કરે તે.
પલળીશું (ક્રિ) ભીનાઇશું
ખરૂં=વાજબી.
ફોરાં ( ના ) છાંટા.
ઝાપટું ( ના ) થોડીવાર વરસાદ આવીને રહી જાય તે.
હમણાં=અબઘડી.
રહીજશે=બંધ થઇજશે.
સોંસરી ( વિ ) પાધરી.
અથડાય (વિ) અફળાય.
ધડાકા ( ના ) અવાજ.
ગર્જના ( ના ) ગડગડાટ.

**પાઠ ૬૧ મો.**

સાચ (ના)સાચું બોલવું.
શીખામણ (ના) ફાયદાની વાત, બોધ.
વચન ( ના ) વેણ, સુકન
આંચ (ના) એબ, ઝાળ.
વધતું ઓછું (વિ) કમી જાસ્તી.
સ્વાદ ( ના ) રસ, ચરસ.
મીઠું મરચું (ના)ઉમેરો.
ભભરાવીને ( કૃ ) નાંખીને, મેળવીને.
હૈયેથી ( ના ) મનથી.
સાંભરતી (કૃ) યાદ આવતી, ફોમ આવતી.
ભાવ ( ના ) ઇચ્છા.
મશ્કરી ( ના ) મજાક.
પૂરો ( વિ ) પક્કો.
બંધાવું (વિ) કબુલ થવું, સહી થવું.

ફલાણું ( વિ ) ગમે તે, હરેક.
તોડચું (ક્રિ) નહીં પાળ્યું.
બગાડ ( ના ) નુકસાન.
માર (ના) સજા, શિક્ષા, ગુન્હાનું ફળ.
પસ્તાવો ( ના ) ખેદ.
સંભાળી ( કૃ ) સાચવી.
સાચાબોલા (વિ) ખરાબોલા.
સામી ( વિ ) ઉલટી.
માયા ( ના ) હેત, પ્રીત.
સંતાડે (ક્રિ) છુપાવે.
આસામી (ના) માણસ.
નુકસાન ( ના ) હાણી.
સાચને ન લાગે આંચ= સાચને કશો ભોલાગતો નથી.

**પાઠ ૬૨ મો.**

દોડાદોડ (ના) દોડધામ, નાસભાગ.
બૂમેબૂમ (ના) ધાંટેધાંટા
ઉપાય ( ના ) ઇલાજ.
મસળી ( ક્રિ ) ચોળી.
આળોટવું ( ક્રિ ) ગુલાંટ ખાવી.
શેતરંજી (ના) પાથરવાનું શોભિતું બિછાનું.
લપેટી ( કૃ ) વીંટાળી.
હોલવી ( ના ) બુઝાવી.
સહી સલામત (ના) ક્ષેમકુશળ.
પોસો ( ના ) ખોબો.
રસોઇ (ના) રાંધવું તે.
પેણુ ( ના ) તળવાનું લોઢાનું વાસણ.
સાવચેતી ( ના ) હોંશિઆર.
માટી ( ના ) મટોડી.

**પાઠ ૬૩ મો.**

નાળચું ( ના ) નળી.
લક્ષણ (ના) ગુણ, ટેવ.
બીક ( ના ) ડર.
ભીંજવે ( ક્રિ ) પલાળે.
ધીમેધીમે (અ) હલુહલુ.
જુક્તિ ( ના ) તદબીર.
અણગમતું ( કૃ ) નાપસંદ.
ઇચ્છા ( ના ) મરજી.
ઇશારત (ના) નિશાની.
રીસ ( ના ) ગુસ્સો.
ગણકારે ( ક્રિ ) પતકરે.
અફાળે ( ક્રિ ) ઠોકે.
ફાળ ( ના ) કૂદકો.
બીની ( ક્રિ ) બીધી.
અચંબો ( ના ) નવાઈ.
ચોપાસ(ના)ચારે બાજુ, ચોગરદમ.

**પાઠ ૬૪ મો.**

આંફળી ફાંફળી=ગભરાયલી.
વેગળી ( અ ) દૂર.
નજીક ( અ ) પાસે.
હિંમત ( ના ) ધીરજ.
બેનપણાં ( ના ) સહીપણાં.
લાડે ( ક્રિ ) ગેલ કરે.
પરગામ ( ના ) પારકે ગામ.
સાદ ( ના ) અવાજ.
લાડીને (કૃ) ગેલ કરીને.
વહાલ (ના) પ્યાર, હેત.
ઉપકાર (ના) પાડ, ગુણ.
માયા (ના) હેત, પ્રીતિ.
સંભારે ( ક્રિ ) યાદ કરે.
બદલો ( ના ) પાડ.

**પાઠ ૬૫ મો.**

શાઉડી (ના) સિસોળીઆનાં પીછાંવાળું જાનવર.
સીસોળીઆં (ના) શાઉડીનાં પીછાં.
સાદાં( વિ )ચિત્રવગરના.
ઘોરવું ( ક્રિ ) ગળાંમાથી સાદ કાહડવો, ઉંઘવું.
દર ( ના ) નાનું બાકું, ખાડા.

વિઆય ( ક્રિ ) જણે.
રૂવાં (ના) ઝીણાંબાલ.
અણીદાર ( વિ ) અણી વાળું.
સફેદ ( ના ) ધોળી.
બુઠ્ઠું (ના) અણીવગરનું.
રીસેભરાય=ગુસ્સે થાય.
હથિયાર (ના) ઓજાર.
તીર ( ના ) વાંકું ફેંકીને મારવાનું હથિઆર.
અધ ( વિ ) અડધા
ભુંડ ( ના ) ડુક્કર.
કળી (ના) ખીલ્યાવગરનાં ફૂલ.
ગરબડ ( ના ) તોફાન.
છાનીમાની ( વિ ) મુંગી મુંગી.

**પાઠ ૬૬ મો.**

પૃથ્વી ( ના ) ચારે ખંડની ધરતી, આખું જગત.
પ્રદક્ષિણા ( ના ) આસપાસ ગોળ ફરી વળવુંતે.
નજર (ના) નીધા, દ્રષ્ટી
ચપટી (વિ) એક પાસે બેઠેલી.
આધાર ( ના ) ટેકો.
અધર ( વિ ) અંતરંગ.
ઝડપ ( ના ) ઉતાવળ.
સ્થિર ( વિ ) હાલે ચાલેનહીંતે.
સદા ( અ ) રોજ.
ફેરો ( ના ) ચક્કર.
કલાક ( ના ) અઢી ઘડી.
ચોવિસકલાક=સાઠ ઘડી. (દહાડો ને રાત).
પાસું ( ના ) બાજુ.
ધંધો ( ના ) રોજગાર.

**પાઠ ૬૭ મો.**

નકશો ( ના ) ગામ કે દેશનો ચિત્રનો નમુનો.
સમુદ્ર ( ના ) દરિઓ.
ઉત્તર ( ના ) પૂર્વ તરફ ઉભા રહેતાં ડાબા હાથની ઉત્તર દિશા.
દક્ષિણ ( ના ) પૂર્વ તરફ ઉભા રહેતાજમણા હાથની દક્ષિણ દિશા
પૂર્વ(ના) ઉગમણી દિશા.
પશ્ચિમ (ના) આથમણી દિશા.
ધરતી ( ના ) જમીન.
ખંડ ( ના ) જમીનના મોટા ભાગો.
આથમણુ ( ના ) પશ્ચિમ દિશા.
નક્કી ( અ ) ખચિત.
નમૂનો (ના) મુકાબલો.
ભૂગોળ ( ના ) પૃથ્વીનો ગોળો.

**પાઠ ૬૮ મો.**

મથાળું ( ના ) ઉપલું પાસું.
કડકા ( ના ) ભાગ.
આસ્ટ્રેલિઆ ( ના ) પૃથ્વી ઉપર સૌથી મોટો બેટ.
બેટ ( ના ) ટાપુ.
વળગેલા (કૃ) જોડાયલા.
અળગો (વિ) અલાયદો.
મધ્ય ( વિ ) વચલા.
છેડો ( ના ) નાંકું.

**પાઠ ૬૯ મો.**

સ્તુતી ( ના ) પ્રાર્થના, બંદગી.
નિર્ધન ( વિ ) ગરીબ.
બખશિસ ( વિ ) ભેટ.
સમર્થ ( વિ ) જોરાવર.
અધિક ( વિ ) વધારે.
યોગ્ય ( વિ ) લાયક,
જગજીવન (ના) જગતનો જીવાડનાર ધણી.
નીતિ (ના) સારી રીત, સારી વર્તણુક.

નીસરૂં ( ક્રિ ) નીકળું.
દુખીઓ ( વિ ) હેરાન.
મુજને ( સ ) મને.
સરજનહાર ( ના ) પેદા કરનાર ( ઇશ્વર ).
ભમે ( ક્રિ ) ભટકે.
અન્ન ( ના ) અનાજ.
કીર્ત્તિ ( ના ) મહિમા.
પ્રકાશ ( ના ) ચળકાટ.
ભારી ( વિ ) જબરૂં.
ફોકટ ( વિ ) નકામું.
ઠામ ( ના ) ઠેકાણું.
જશ ( ના ) શાબાશી, માન.
ભક્તિ ( ના ) સેવા, પ્રાર્થના.
સંગ (ના) સંગત, સાથે
સદાએ ( અ ) રોજ.
થાપ ( ક્રિ ) આપ, સ્થાપ.
સંકટ ( ના ) દુઃખ.

## ( કવિતાની સમજુતી. ) ( ૧૧ ).

જ્યારે હું શેહેરના બજાર બહાર ફરવાને નીકળું છઉં, ત્યારે ઘણા ગરીબ માણુસો મારી નજરે પડેછે અને આખી પૃથ્વીના લોકો દુઃખી માલમ પડેછે. ( ૧ ) સૃષ્ટિનો પેદા કરનાર જોરાવર ઇશ્વર મને જે જે ભેટો કરેછે, તે બધાનો પાડ હું શી રીતે વાળી શકીશ? ( ૨ ) ઘણાં ગરીબ લોકો ભૂખને લીધે ઘેર ઘેર ભટકયા કરેછે, પણ જોઇએ તેકરતાં વધારે હે જગતના જીવાડનાર ધણી તેં મને અન્ન આપ્યું છે. ( ૩ ).

પૃથ્વી, પાણી ને આસમાન એમાં તારોજ મહિમાં ચાલેછે જ્યાં હું જોઉં ત્યાં તારૂં ભારે જોર છે, ને તારાવગર કોઇપણ ખાલી ઠેકાણું માલમ પડતું નથી. (૧) હે પ્રભુ તારા જશ મોટા છે, ( બહુ તેં સારાં કામો કીધાં છે ). હું તારૂં ભજન રોજ કરૂં એમ મને બુદ્ધિ આપ હું હમેસાં સાચચાલથી ચાલું એમ કર ને સઘળાં દુઃખને તું મટાડી નાંખ.

---

**પાઠ ૭૦ મો.**

મામલતદાર (ના) તાલૂકાની જમાબંધી ઉઘરાવનાર, ( બીજા વર્ગનો મેજીસ્ટ્રેટ. )
પહેરો ( ના ) ચોકી.
કચેરી (ના) રાજદરબાર.
વેહ ( ના ) કાણું, છિદ્ર.
ઠલવાઇ ( કૃ ) ખાલી થઇ.
માથાકૂટ (ના) અડચણ.
ફેરવવી (ક્રિ) ઉંચી નીચી કરવી
અજાણ્યું (વિ) અતરાપી.
નોંધી (કૃ) લખી, ગણી.
કામની ( ના ) ખપની.
શુમાર ( ના ) આસરો.
ખબર ( ના ) સમાચાર.

**પાઠ ૭૧ મો.**

ધ્યાન=ચિત્તથી.

પણે ( અ ) પાંહાં, ત્યાં
ગીતા (ના) ધર્મની ચોપડી.
તકરાર ( નાં ) રગઝક.
અપમાન ( ના ) ગેરઆબરૂ.
ધોળકા (ના) અમદાવાદ જીલ્લામાં એક કસ્બો છે.
પરગણું ( ના ) તાલૂકો.
સીમ ( ના ) સીમા.
ટંટો ( ના ) ઝઘડો.
અહીં ( અ ) અહીંયા.
સાલ ( ના ) વરસ.
નિકાલ ( ના ) તોડ.
કારકૂન ( ના ) મેહેતો.
છેવટ ( અ ) આખરે.
તુમ ગાંવમેં જાકર કોઇ બમનકેઉદરસેં ગીતા લાઓ=તમે ગામમાં જઇને કોઇ બ્રાહ્મણને ત્યાંથી એક ધર્મની ચોપડી લાવો.
બહુત અછા સાહેબ=બહુ સારૂં સાહેબ.
હસ્યા ( ક્રિ ) દાંત કાઢયા.
ઠપકો ( ના ) દોષ.

**પાઠ ૭૨ મો.**

એકાકાર ( વિ ) એકમેક, સરખી.
લોટણુ ( વિ ) ગોલાટ ખાય એવા.
શોક ( ના ) દલગીર.
યાહુ (વિ) જાડા ગળાનું.
કલગીદાર ( વિ ) કલગીવાળી, તોરાવાળી.
શિરાજી ( વિ ) કલગીદાર ટોપી વાળું.
લક્કી ( વિ ) મોરની પેઠે કળા કરી નાચનારૂં.
થરથરી ( વિ ) થરથર ધ્રુજ્યા કરે એવું.
ગિરેબાજ (વિ) ગોલાટ ખાનારૂં.
જંગલી ( વિ ) રાની.
અસમાની (વિ) ભૂરૂં
ચળકતા (વિ) ઝળકતા.
લિસોટા ( ના ) કાપા.
કળા (ના) પાંખ પોહોળી કરીને નાચવું તે,
ગરદન ( ના ) ડોક.
ઊંચી=નીચી નહીં તે, ઉપર.
રળિયામણું ( વિ ) શોભાવંતુ.
જોડો ( ના ) સાથી.
ગોતાં ( ના ) ગોલાટ.
ગુલાંટ ( ના ) ગોલાંટીઆં.
લોટી (કૃ) ગોલાંટ ખાઇ.
ફૂલવે ( ક્રિ ) મોટું કરે.
કુંડાળું ( ના ) ગોળ ચકરડું.
ડોકે ( ના ) ગળે.

**પાઠ ૭૩ મો.**

અંગ ( ના ) શરીરના ભાગ, શરીર.
ખોપરી ( ના ) માથાનું તાલકું.
મગજ ( ના ) ખોપરીમાંહેનો ભાગ.
થોભા (ના) ચોબી આ ગુચ્છા.
ટટાર ( વિ ) સીધું.
તાળવું ( ના ) મગજ આગળનો ભાગ.
બોચી ( ના ) ગરદન.
આંચ ( ના ) નુકસાન.
હડપચી ( ના ) દાઢી આગળની જગો.
મીચાય ( ક્રિ ) વીચાય.
ખાળી ( કૃ ) અટકાવી.
ભમર ( ના ) આંખની ઉપરના કમાનદાર, બાલ.
નસકોરાં ( ના ) નાકનાં બે કાણાં.

### પાઠ ૭૪ મો.

ફેફસું (ના) શ્વાસ લેવાની નળી.
રાક્ષી (ના) ફચડવાના, ફાડી ખાવાના એવડા દાંત.
તાળવું (ના) મગજ આગળનો ભાગ.
ડાચામાં (ના) જડબામાં.
દાઢો (ના) પાછળના એવડા દાંત.
ફાડવું (ક્રિ) ફરડી ખાવું.
લાળ (ના) નીગળતું થુંક.
કોઠો (ના) પેટ તથા વાંસા નીચેનો ભાગ.
બજાવેછે (ક્રિ) કરેછે.
શ્વાસ (ના) દમ.
વાચા (ના) બોલવું.
ઈંદ્રિયો (ના) શરીરના ભાગો, આંખ કાન નાક જીભને ચામડી.

### પાઠ ૭૫ મો.

બીડ (ના) ઘાસ ઉગેલી જગ્યા.
નધણીઆતું (વિ) માલીક વગરનું.
ગંજી (ના) મોટો ઢગલો.
કાલાવાલા (ના) ખુશામત.
તરણું (ના) તંખલું.
સરખું (વિ) પણ, જેવું.
નિરાશ (વિ) નાઉમેદ, આશાભંગ.
નીચ (ના) હલકા.
અદેખો (ના) કીનાવાળો.
અદેખાઈ (ના) કીનો.
શીખામણ=બોધ.
વાવરવા (કૃ) વાપરવા.
સાચવવા (કૃ) સંભાળવા.
હક્ક (ના) દાવો, અખત્યાર.
સરખો (વિ) બરાબર.
બળવું (ક્રિ) દાઝવું.

### પાઠ ૭૬ મો.

ક્રૂર (વિ) ઘાતકી.
સોગન (ના) કસમ, સમ.
ઉપદેશ (ના) બોધ.
સુકૃત (ના) સારાં કામ.
હરિ (ના) પરમેશ્વર.
પ્રતાપ (ના) જોર, મેહેર.
વસ્ત્ર (ના) લુગડાં.
જન (ના) માણસ.
ખુલ્લે (વિ) ઉઘાડે.
નવરંગ = તરેહેતરેહેના રંગના.
કંગાલ (વિ) ગરીબ, નાચાર.
બિછાનું (ના) પાથરણું.
વય (ના) ઉમ્મર.
વચન (ના) શબ્દ, સુકન.
જુઠા (વિ) ખોટા.
મુખ (ના) મોહું.
વદે (ક્રિ) બોલે.
ડર (ક્રિ) બીક, ધાક.
રાજી (વિ) ખુશી.
પ્રભુ (ના) ઇશ્વર.

## ( કવિતાની સમજુતી. ) ( ૧૨. )

ઘણા માણસો રસ્તામાં પડેલા ( રઝળતા ) તેમને હું ઉઘાડે શરીરે જોઉં છઉં, પણ મને તો, સઘળા શરીરપર પહેરવાના જાત જાતનાં લુગડાં મળેછે. ( ૧ ) કેટલાક ગરીબ નાચારોને રેહેવાનાં ઘરબાર મળતાં નથી, પણ મને તો રેહેવાને સારૂં ઘર છે અને સુવાને સારી પથારી છે. ( ૨ ) બીજા કેટલાક માણસો નાની

ઉમ્મર થકી મોંમાંથી નહારા શબ્દ બોલતાં શીખેછે, તેઓ મોઢે ખોટા કસમ ખાયછે, એવા તે પાપી માણસો માલમ પડેછે. ( ૩ ) મને શીખામણ થકી સારી અક્કલ આવી, એ **પરમેશ્વરની** મારા ઉપર મેહેર છે; હવે હું બીહીને સારાં કામજ કરૂં, કે તેથી તે **પરમેશ્વર** મારા ઉપર ખુશી રેહે. (૪).

**પાઠ ૭૭ મો.**

સિક્કા ( ના ) મોહોરો, છાપ.
નરદમ (વિ) બીલકુલ, તમામ.
વળાં (ના) ગુંચળાં.
ભાષા (ના) બોલી, લિપી.
અડી (ના) સિક્કો પાડવાનો સંચો.
તળીયું ( ના ) નીચેનો ભાગ.
ભેળી ( કૃ ) મેળવી.
ઉપયોગ ( ના ) ખપ.
નર્યા (વિ) એકલા, ફક્ત.
ગઠ્ઠા ( ના ) ગાંગડા.
ખડક ( ના ) જમીન કે પાણીમાં ઢંકાયલા મજબૂત પથરા.
શોભિતી ( વિ ) શોભાવાળી.
તોલ ( ના ) વજન.
હિસ્સે ( ના ) ભાગે.
મેળવે ( ક્રિ ) ભેળે.
છપાય ( ક્રિ ) છાપ પડે.

**પાઠ ૭૮ મો.**

ગંધક (ના) સળગી ઉઠે એવો પીળા રંગનો પદાર્થ.
હથિયાર (ના) ઓજાર.
ભરતર (ના) રસ ગાળીને કરેલી બનાવટનું લોઢું.
ઘડતર (ના) ઘડીને કરેલું બનાવટનું લોઢું.
પોલાદ (ના) ખરૂં લોઢું.
મળેલું ( ક્રિ ) ભળેલું.
તપાવી (ક્રિ) ગરમ કરી.
જૂના ( વિ ) અસલના.
કાળમાં (ના) વખતમાં.
કાંસુ ( ના ) એક જાતની બરડ ધાતુ.
ભેળ ( ના ) મેળવણી.
સોંઘું ( વિ ) સસ્તું.
તોલો ( ના ) ૩૨ વાલ.
પૈસા ( ના ) દોકડીઆ.
લીસો ( વિ ) સાફ.
ઉપયોગી (વિ) ખપની.
ઇશ્વરકૃપા ( ના ) પરમેશ્વરની મેહેરબાની.
ઓગળી (કૃ) રસ થઈ.
ઠરેછે ( ક્રિ ) બંધાઇ જાયછે.
સખ્ત ( વિ ) મજબૂત.
બરડ ( વિ ) ભાંગી જાય એવું.
કઢાયાં (ના) છાછરા પેણા, લોઢાની તાવડી.
સામાન (ના) ચીજો.

**પાઠ ૭૯ મો.**

કાટલાં ( ના ) તોલવાના ઓજાર.
ખાંડી (ના) વીસ મણ વજનનો બોજો.
માપું (ના) પરમાણું.
બેડીઉં ( ના ) ૩૨ મણ વજનનો બોજો.
અધોળ (ના) સાડાચાર ટાંક, અઢીપૈસાભાર.
કળશી (ના) સોળ મણ વજનનો બોજો.
નવટાંક(ના) પાંચ રૂપી-

આભાર, ( ૯ ટાંક. )
ગજ (ના) ૨૪ તસુ.
તોલબંધ ( વિ ) તોળીને.
ભરતબંધ (વિ) ભરીને.
પ્રકાર ( ના ) જાત.
અચ્છેરો (ના)અધશેરો.
હરકત ( ના ) અડચણ.
હારો (ના )સાત મણ-
નો બોજો. [બોજો.
ભાર ( ના ) ૧૪ મણનો
રતી ( ના ) ૭ ચોખા.
વાલ (ના ) ત્રણ રતી.
ગદીઆણો(ના)૧૬વાલ.
ચણોઠી ( ના ) ગુંજ.

**પાઠ ૮૦ મો.**

મણિકો ( ના ) મણ-
માય એવું વાસણ.
તસુ ( ના ) બે આંગળ.
વીઘાં (ના) ૨૦ વસાનું
ભરત.
વીશવાશી (ના) કાઠી, વ-
સાનો વીસમો ભાગ.
વામ ( ના ) ૬ હાથ.
વગેરે ( અ ) શિવાય.
પ્રવાહી ( વિ ) પાણી
જેવા નરમ.
પદાર્થો ( ના ) ચીજો.
શેરીઓ ( ના ) શેર
માય એવું વાસણ.
માથાકૂટ (ના) કડાકુટ.
ફુટ (ના) સુતારી અડ-
ધો ગજ, બાર ઇંચ.
એકર ( ના ) ૪૮૪૦
ચોરસ વાર.
અંતર ( ના ) તફાવત.
અસલ (ના) અગાઉ.
મૈલ ( ના ) ૫૨૮૦ ફુટ.
ધંધાદારી ( ના ) વપાર
કરનારા. [ દનાર.
ઘરાક (ના) સોદો ખરી-
દંડાય (ક્રિ) શિક્ષા થાય.

**પાઠ ૮૧ મો.**

વિવેક ( ના ) સલુકાઈ.
મરજાદા ( ના ) અદબ,
સલુકાઈ.
તોછડાઈ (ના) હલકાઈ.
નાનપણ (ના) બચપણ.
મરજાદા (ના) સલુકાઈ.
ઓળખીતો ( વિ ) જા-
ણીતો, પીછાનવાળો.
અદબ ( ના ) અદાજો.
વર્તવું ( ક્રિ ) ચાલવું.
નમવું (ક્રિ) વાંકા વળવું.
નમસ્કાર (ના) પ્રણામ.
જેગોપાળ (ના) જુહાર.
જુહાર (ના) જેગોપાળ.
પટેલ(ના)ગામનોઉપરી.
અરસપરસ (અ) સામ-
સામા એક બીજાને.
ધારો(ના)ચાલ, રીવાજ.

**પાઠ ૮૨ મો.**

ચેષ્ટા ( ના ) મજાક.
વિવેકી ( વિ ) સલુ-
કાઇ વાળા.
અવિવેકી ( વિ ) સલુ-
કાઈ વગરના.
સરત ( ના ) ધ્યાન.
ફળીઉં ( ના શેરી.
લબોટે ( ના ) મંજે.
મનસુબો (ના) વિચાર.
કાછડી ( ના ) વાંસાની
નીચે ઘોચવાનો પો-
તીઆનો છેડો.
ધમકાવ્યો (ક્રિ) ધાકદી-
ધો, ધમકી આપી.
વાર્યા ( ક્રિ ) અટકાવ્યા.

**પાઠ ૮૩ મો.**

નીવડયો (ક્રિ) નીકળ્યો.
ત્રવાડી (ના)એકજાતની
અટક, ઓખાત.
આવકાર (ના) આદર-
ભાવ, આદરમાન.
ધનભાગ્ય=મોટું નસીબ
પગલાં ( ના ) ડગલાં,
કદમ.
મુજ ( સ ) મજ, હું.
આંગણા (ના) બારણાં.

વળાવવા ( ક્રૃ ) વદાય કરવા.
સોબતી ( ના ) સાથી.
રીતભાત ( ના ) રીત, ચાલ ચલગત.

**પાઠ ૮૪ મો.**

કકળાણુ(ના)બૂમ,સોર.
માંડમાંડ (વિ) મોંઢેસાચે, ખાલી ખાલી.
કઠણુ ( વિ ) મુશીબત.
હાંક ( ના ) બૂમ.
રજા ( ના ) પરવાનગી
બાપ તેવા બેટા=જેવા બાપ તેવા દીકરા.
વદ તેવા ટેટા=જેવો વડ તેવાં તેનાં ફળ.
ડાવકાઈ(ના) ડાહા પણુ.

**પાઠ ૮૫ મો.**

પાથરણું (ના) બિછાનું.
લોટો (ના) કળશીઓ.
કંસાર ( ના ) લાપશી.
મોટા જોટા (વિ)નાના મોટા કકડા ભરડીને.
ભરડીને ( ક્રૃ ) કચડીને.
ભેટ્યા ( ક્રિ ) છાતીએ બાઝયા.
ખબર અંતર(ના) સમાચાર.
માંદો ( વિ ) આજારી.
શરમાઇ (ક્રૃ) લજવાઇ.

**પાઠ ૮૬ મો.**

મિત્રાચારી (ના)દોસ્તી.
કુશળતા (ના ) સુખાકારી.
કર ( ના ) હાથ.
આગમન(વિ)આવવાનું.
મગ્ન ( વિ ) ખુશી.
સહિત ( અ ) સાથે.
દુર્જન=ખરાબ માણુસ.
સજ્જન=સારો માણુસ.
મિત્રો (ના) દોસ્તદાર.
વદે ( ના ) બોલે.
મધુરી ( વિ ) મીઠી.
વાણી (ના) વેણુ, શબ્દ
પ્રથમ ( અ ) પેહેલા.
પ્રણામ (ના ) નમસ્કાર.
ગંગાજળ ( ના ) ચોખ્ખું પાણી.
શાંત ( વિ ) ધીમાં.
સ્નેહ (ના ) હેત, પ્યાર.
મિત્રાઇ ( ના ) દોસ્તી
ગંમત ( ના ) રમૂજ.
પરસ્પર ( અ ) અરસપરસ.
કેફ ( ના ) નીશા.
ખેલી ( ક્રૃ ) રમી.
ખેલ ( ના ) રમત.
લડાલડી (ના) વઢાવઢી
કપટ ( ના ) દગો.
સ્વાર્થ ( ના ) મતલબ.
સગાઇ ( ના ) સંબંધ.
જોખમદારી ( ના ) ધાસ્તી ભરેલી.

## ( કવિતાની સમજુતી. ) ( ૧૩. )

સારા દોસ્તદારો એકઠા થાય ત્યારે પોતાને મોંઢેથી મીઠા શબ્દ બોલે, અને પેહેલાં એક બીજાને નમસ્કાર કરીને પાણી પાય પછી પાન સોપારીની બીડી આપીને શરીરની સુખાકારી પૂછે, પછી હાથ જોડીને કેહેકે અહિંઆ શા કારણે આપનું પધારવું થયું પછી તે વાતચીત કરી સાંભળી ધીમા પડી હરખ ભેર જૂદા

૫૬. **સારામાણસના** અરસ પરસના હેતથી તેમની દોસ્તીમાં તેમનું મન ખુશ રેહેછે. ( ૧ )

**ખરાબ** દોસ્તદારો મળ્યા કે પેહેલાં તેઓ એક બીજાને ગાળ દઇ આનંદ પામશે, પછી એક બીજાને લાત મારી વાત ચીત્તમાં મજાક મશ્કરી કરતાજશે; તેઓની દોસ્તીના કારણમાં કેફી ચીજો ( જેવીકે ભાંગ ગાંજો ) પોતે પીશે ને બીજાને પાશે અને છેલ્લે રમત રમીને લડાઇ ટંટો કરી ઘેર જશે; તે મોઢે મીઠા શબ્દ બોલે ને દીલમાં કપટ રાખે તેઓ મતલબ સુધીજ વળગી રેહે એવી જાનને નુકસાન ભરેલી ખરાબ માણસની દોસ્તી જાણવી. ( ૨ )

**પાઠ ૮૭ મો.**

કરોડ (ના) બરડાની વચમાંનું ઉભું હાડકું
રક્ષણ ( ના ) બચાવ.
ફુકસા ( ના ) દમ લેવાની કોથળી.
શ્વાસ ( ના ) દમ.
ઝાલર ( ના ) કોર, ઝુલતી ચામડી.
પાર ( ના ) સુમાર.
શક્તિ ( ના ) બળ.
ટેરવા ( ના ) આંગળીના દીચકા.
જગ્યા ( ના ) ઠેકાણું.
ખોળી ( ક્રૃ ) શોધી.
સમુદ્ર ( ના ) દરિઓ.
બાહું ( ના ) નદીનો રેતાળ કાંઠો.
સેંકડો ( વિ ) સો.
વરસોવરસ ( અ ) હરસાલ.

**પાઠ ૮૮ મો.**

મોતીઆ (ના) શેવાળ.
મેડેથી (ના) માળેથી.
પરશાળ (ના) ભોંય તળિયાની જમીન.
વરાળ ( ના ) બાફ.
મળસકું (ના) સહવાર.
ટાઢક ( ના ) ઠંડક.
તમાશો ( ના ) ખેલ.
તાસક ( ના ) ઢાંકણું.
ચત્તી ( વિ ) સવળી.
ઉપાડીને (કૃ) ઉંચકીને.
દાઝી ( ક્રિ ) બળી.

**પાઠ ૮૯ મો.**

ગમ ( ના ) સમજ.
ચુશી ( ક્રિ ) સોશી.
વાંસે ( અ ) પાછળ.
રજ ( ના ) રજકણ.
છોડીઆં ( ના ) લાકડાંના છોડા
ફૂંકીને (કૃ) ફુંક મારીને.
ભડકો ( ના ) બળતું.
મેશ ( ના ) કાજળ.
પીઢીઆં ( ના ) ભારવટીઆ.
ફોરાં (ના) મોટા છાંટા
ફરફર ( ના ) ઝીણીછાંટી.

**પાઠ ૯૦ મો.**

વરસાદ ( ના ) મેઘ.
આડુંઅવળું (અ) અહીંઆં તહિઆં.
અચરત ( ના ) નવાઇ.
કહ્યું ( ક્રિ ) કેહેવાયું.
બેટા ( ના ) દીકરા.
ધરતી ( ના ) જમીન.

### પાઠ ૯૧ મો.

બગલું ( ના ) એક જાતનું લાંબી ચાંચનું પક્ષી.
તાલ ( ના ) મજા.
શિરોઈ ( ના ) સાંકડાં મોનું ઊંડું વાસણ.
ટોળ ( ના ) મજાક, મશ્કરી.
નોતરૂં ( ના ) જમવાનું કેહેણ.
છાછરી ( વિ ) પોહોળી, ઊંડી નહીં.
ફાંફાં ( ના ) ખોટી મેહેનત.
ચપચપ ( વિ ) ઝડપથી.
પરોણા(ના)પરદેશીઉતરેલા માણસ,મેમાન.
મજા ( ના ) લેહેજત.
રસોઇ ( ના ) જમણ.
ગમ ( ના ) ગુમ, બચ.
તક ( ના ) વેળા, વખત.
ચૂકવી ( ક્રિ ) ભુલવી.
આગ્રહ (ના) બળાત્કાર.
ટગરટગર ( વિ ) એકી નજરે.
મલકાવીને (કૃ) હસીને.
દાઝ(ના)બળાપો, ગુસ્સો

### પાઠ ૯૨ મો.

જુગારી(વિ)જુવાખોર.
છકેલ ( વિ ) છાકેલો.
ખતા ( ના ) ઠોકર.
ભમેલ ( કૃ ) ભટકેલ.
કપૂત ( ના ) નઠારો છોકરો.
ગોઠીઆ (ના) મળતિયા.
મનખો (ના) જીંદગાની.
જુગટું ( ના ) જુગાર.
છેલ (વિ) વરણાગીઓ
ઠગાય ( ક્રિ ) છેતરાય.
ઠોકરો ( ના ) ખતા, ઠેસ.
પિતા (ના) બાપ, તાત.
ગમાર (ના) ગામડીઆ.
પીટાય ( ક્રિ ) ઝીકાય.
પોઠીઆ ( ના ) સાંઢીઆ.
દુર્ગુણ(ના) ખરાબ ગુણ.
હાણ ( ના ) નુકસાન.
વળગે ( ક્રિ ) બાઝે.
સહી ( અ ) નક્કી.
ફળ ( ના ) ફાયદો.
વળગી ( કૃ ) બાઝી.
એળે ( ક્રિ ) ફોકટ.

## ( કવિતાની સમજુતી ). ( ૧૪ ).

બહેકેલો સેહેલાણી છોકરો ખતા ખાઇને છેતરાય છે તે જુવે રમનારની સંગત કરેછે ને ઘણી ઠોકરો ખાયછે, ભૂતની પેઠે તે ભટકેછે ને બાપ તેને નઠારો છોકરો કહેછે, એવા બીન સમજના ચાર મળતિયા હોય તે સાંઢીઆની માફક માર ખાયછે. ( ૧ ).

જુગાર રમવો ખરાબ ટેવછે. એમાં ઘણાં લોકને નુકસાન થાયછે; માણુસને એ બાઝી પડે તો તેથી તે પાછો હઠે નહીં; જૂગાર રમવો એ ખરાબ ટેવછે એ નક્કી એમાં કાંઇપણ ફાયદો નથી, જે માણુસ એને બાઝી રહ્યો તેનું જીવતર ફોકટ ગયું એમ જાણવું. ( એટલે એથી પૈસાની તથા આબરૂની ખરાબી થાય છે. ) ( ૨ ).

**પાઠ ૯૩ મો.**

વણજારો (ના) પોઠી ઉપર અનાજ નાંખી વેપાર કરનારો.
પેઢી ( ના ) ઓલાદ.
શિયાળ ( ના ) કોલ્હા જેવું જાનવર.
વહેમ ( ના ) શક.
સગપણ ( ના ) સગાઈ.
કુટુંબી (ના) પીતરાઈ.
બાપદાદા ( ના ) ઘરડા વરડા.
જંગલ (ના) વન, વગડો.
ઠીંગણા ( વિ ) બટકા.
ખોલ(ના)અખોલ, ગુફા.
ભાઈબંધી (ના) દોસ્તી.

**પાઠ ૯૪ મો.**

દોસ્ત (ના) ભાઈબંધ.
ભોળા (વિ) નીખાલસ.
ગોઠવું (ક્રિ) ચેન પડવું.
પરાયું ( વિ ) પારકું.
સરભરા=પરોણાગત
સંતાઇ ( કૃ ) છુપાઈ
પધારજો (કૃ) આવજો.
રામરામ (ના) જુહાર.
કૂકડી ( ના ) મરઘી.
પસ્તાવા ( કૃ ) દલગીર થવા.
વહાલાં ( વિ ) પ્યારા.
ઝાઝો ( વિ ) બહુ.
દિવસે ( ના ) દાહાડે.
નવરાશ ( ના ) ફુરસદ.

**પાઠ ૯૫ મો.**

કરતૂક ( ના ) કાવતરાં.
મુદ્દો ( ના ) સાબિતી.
દાવો (ના) હક, સંબંધ.
સંબંધ (ના) વળગણ
બરાડવા (કૃ) પોકારવા.
છોડાવ્યું (ક્રિ) મુકાવ્યું.
ચંડાળ (વિ) પાપી, દુષ્ટ.
લુચ્ચા ( વિ ) ઢોંગા.
કાળુ કર=મોં સંતાડ.
ખડા ( ના ) મરઘીનું રેહેઠાણ.
લાજ (ના) એબ, શરમ.
ખોટા ( વિ ) ખરાબ.
સ્વભાવ ( ના ) ખાશિઅત.
સાર ( ના ) મતલબ.
મતલબ ( ના ) સ્વાર્થ
સાધવા (કૃ) પાર પાડવા.
લાંબો (વિ) ઊંડો, ઘણો.

**પાઠ ૯૬ મો.**

ઉદાસ ( વિ ) દલગીર.
સંતાપ ( ના ) દુઃખ.
સ્લેટ (ના) પથ્થર પાટી.
છાનોમાનો (વિ) મુંગો મુગો, ચુપકીથી.
હવેલી ( ના ) ઊંચી બાંધણીનું ઘર.
પાઈ ( ના ) એક પાઇ.
ઘટારત ( વિ ) લાયક.
રળિયામણો ( વિ ) શોભાવંતો.
ઠંડો ( વિ ) ટાઢો.
સુંદર ( વિ ) સારા.
વીણી ( કૃ ) ચુંટી.

**પાઠ ૯૭ મો.**

ડોશી ( ના ) ઘરડી બાયડી.
સાજાં તાજાં (વિ) સારા, સારી પેઠે.
ગમત ( ના ) રમુઝ.
અંધાપો ( ના ) આંધળા પણું.
લાચાર ( વિ ) નાચાર.
વાળું (ક્રિ) ધીરજ પમાડું.
મીચીને ( કૃ ) વાચીને.
દસકત ( ના ) અક્ષર.
મજેની ( વિ ) સારી.

**પાઠ ૯૮ મો.**

ભાગ્યવાન ( વિ ) નસીબ વાળો.
હાલ ( ના ) દશા, હવાલ
પીડા ( ના ) દુઃખ.
મટયો ( ક્રિ ) દુર થયો.
શાબાશ ( અ ) ધન્ય છે.

કરકરી (વિ) ખડબચડી.
ખાલી ( ના ) ઝઝણી.
અંગારો ( ના ) ચણ-ગારો.
દાઝે ( ક્રિ ) બળે.
ભૂલતો ( ક્રિ ) વીસરતો.

**પાઠ ૯૯ મો.**

કબૂલાત(ના) હા કેહેવી તે
ઉત્તર ( ના ) જવાબ.
વાળ્યો ( ક્રિ ) દીધો.
ધૂણાવ્યું ( ક્રિ ) હલાવ્યું.
પાંગોઠું (ના) પગના ઘુ-ટણ આગળનો ભાગ
ઊઠાડવા( કૃ )ઉભો કરવા.
માથાફોડ(ના) મેહેનત.
ઉચ્ચાર(ના)વેણ,શબ્દ.
રો રો (ના) રડ રડ.
બાથ (ના) બેહાથનું છા-તી સાથેનું દબાણ.
ભત્રીજો ( ના ) ભાઇનો છોકરો.
બહેરો (વિ)કાને સાંભળે નહીં તે. [ નહીં તે.
મૂગો ( વિ ) મોંડે બોલે

**પાઠ ૧૦૦ મો.**

આસના વાસના ( ના ) સેવા ચાકરી.
સદ્ગૃહસ્થ ( ના ) સારા માણસો.
ફાળ (ના) ફિકર, ધાસ્કો.
ઇશારત ( ના ) નિશાની.
ઢોર ( ના ) મુરખ.
ચાળ ( ના ) કારણ.
લહોવા ( ક્રિ ) લુછવા.
હૃદય (ના) અંતઃકરણ.

**પાઠ ૧૦૧ મો.**

દશા ( ના ) હાલ.
અવતરે ( ક્રિ ) જન્મે.
કીકો(ના)નાનો છોકરો.
ઊજડ ( વિ ) વસ્તીવગરનો, અવાગરો.
જન્મથી ( ના ) અવતરે ત્યારથી.
ઉપયોગ ( ના ) ખપ.

**પાઠ ૧૦૨ જો.**

અવસ્થા ( ના ) હાલ.
ગાયન ( ના ) રંગતાન.
ઝડપ ( ના ) ઉતાવળ.
સ્વાદ ( ના ) ચાખવું તે.
વાસ ( ના ) સુગંધ.
ગુલાબ, મોગરો ( ના ) ખુશબોદાર ફૂલના નામ.
અવગુણ ( ના ) નુક-સાન
નરશી ( વિ ) ખરાબ.
માર્ગે ( ના ) રસ્તે.
છૂટકો ( ના ) નિકાળ.

**પાઠ ૧૦૩ જો.**

શિખર ( ના ) ટોચ, ઉપલો ભાગ.
જ્વાળામુખી ( વિ ) બળતા મોંનો પાહાડ.
ચમત્કાર (ના) અચંબો.
પુણ્ય ( ના ) ધર્મ.
ભક્તિમાન ( ના ) ભક્તિ કરનાર.
ક્ષેત્ર ( ના ) ખેતર.
ઓગળેલો ( કૃ ) રસ થઈ ગયલો.
ધડાકો ( ના ) મોટો અવાજો.
ધગધગતો ( વિ ) બહુ ઊનો ઊનો.
ચોતરફ ( અ ) ચારે બાજુએ.
સડસડ ( વિ ) દડદડ.
મોંઘી (વિ) ઘણી કિમતી.
દોલત (ના) માયા, પુંજી.
આચરણ ( ના ) ચાલ.
લીલો ( વિ ) ટાઢો.
અજ્ઞાની ( વિ ) ભોળા, વગર ભણેલા.
ઇશ્વરી ( વિ ) દેવતાઈ.
ઉગરી ( ક્રિ ) બચી.

**પાઠ ૧૦૪ થો.**

કેફ ( ના ) નિશા.

નિંદા ( ના ) બદબોઇ.
ઊચરવું ( ક્રિ ) બોલવું.
ભ્રાંતિ ( ના ) વેહેમ.
કીર્ત્તિવંત ( વિ ) આબરૂદાર.
કરંત ( ક્રિ ) કરવું.
રોષ ( ના ) ગુસ્સો.
શિર ( ના ) માથું.
જગ ( ના ) જગત.
કેફી(ના) નિશા કરનારો.
લાજ ( ના ) આબરૂ.
વિશ્વાસ (ના) ભરોસો.
સોંપે ( ક્રિ ) ધીરે.
કાજ ( ના ) કામ.
ભંગી ( ના ) ભાંગ પીનારો માણસ.
અફીણી ( ના ) અફીણ ખાનારો માણસ.
કન્યા (ના) કુવારી છોકરી.
નવ ( અ ) નહીં.
સોબત ( ના ) સંઘત.
રખે (અ) નહિતો, રખેને.
ભલું=સારૂં.
મનુષ્ય ( ના ) માણસ.
વ્યસની ( વિ ) ટેવ રાખનારો, વ્યસનખોર.
પસ્તાય ( ક્રિ ) દલગીર થાય.
દોષ ( ના ) ઠપકો.
લજવાય ( કૃ ) શરમાય.
ન્યાત ( ના ) જાત, જાતના માણસો.
ચેતો (ક્રિ) સમજી લેઓ.
નર (ના) મરદ, ભાયડો.
નાર ( ના ) બઇરી.
જીવતર (ના) જીંદગાની.
ધિક્કાર (ના) તિરસ્કાર.
વળગશે (ક્રિ) બાઝશે.
રેલ (ના) બાહારનાં ચઢી આવેલાં ભરપુર પાણી.
સાથે ( અ ) ભેગા.
ખેલ ( ના ) રમત.

## ( કવિતાની સમજુતી ). (૧૫).

જે કેફી હોયછે તેની દુનીયામાં આબરૂ ગણાતી નથી; તેથી તેનો ભરોસો કરીને કોઈ કામ સોંપતું નથી; જે માણસ ભાંગ પીએછે, અફીણ ખાયછે, ને કેફ કરેછે, તેને કોઈ છોકરી પરણાવતું નથી. (૧). ને તે કેફીની સંગત કરતાં બધાં માણસો બીએછે. કે રખેને એની સંગત કરીશું તો લોકો આપણી બદબોઇ કરશે; કોઈ બીજે માણસ કંઈ વસ્તુ ઘરની ચોરી જાય, તો તેનો વેહેમ કેફીને માથે આવે કે એણે લીધી હશે ( ૨ ). કોઇ સારૂં આબરૂદાર માણસ હોય, તો તરત તે કેફીનો ભરોસો કરતું નથી; માટે જે કોઈ માણસ કેફ કરવાની ટેવ પાડેછે તે પછી મનમાં ઘણો અફસોસ કરેછે. ( કેમકે કેફ કરવાની ટેવ પડેલી તે પછી જતી નથી ). ( ૩ ). કેફી માણસ પોતાનો ગુસ્સો બીજા ઉપર કાહાડે; ને પોતાને જે ખરાબ ટેવ પડી હોય તેનો ઠપકો તેને મૂકેછે, જ્યાં એખલો બેઠો હોય ત્યાં શરમાયછે ને પોતાની ન્યા-

તના કોઇ માણસો પોતાના જેવાં થાય તેવા ઇલાજ જોયા કરેછે. (૪) તે માટે તમે સઘળા માણસો સમજી લેઓ, ને એવા કેફી માણસસાથે તમે બોલો ચાલો નહીં; જે બઇરી કેફીને પરણી હોય છે, તેના જીવવાને ધિક્કાર છે. (૫). કેફી વસ્તુ (ભાંગ, અફીણ, માઝમ, તાડી, દારૂ), વગેરેની સંગત તમે કરો નહીં. નહિતો તમારે ગળે તે બંધાશે; સાપ કેફ, ને રેલના ચઢેલા પાણી એ ત્રણસાથે તમારે રમત કરવી નહીં, કેમકે, (સાપ કરડે, કેફ ગળે બાઝે ને પાણી બુડાડે). (૬).

---

**પાઠ ૧૦૫ મો.**

સાબરી (ના) એક જાતની હરણી.
હાણ (ના) નુકશાન.
અવિચાર (ના) વગર વિચાર.
પડછાયો (ના) ઓળો.
વખોડવું (ક્રિ) વગોવવું.
નિહાળવું (ક્રિ) જોવું.
ભરાવ (ના) શોભા, દેખાવ.
બડાઇ (ના) મોટાઈ.
લજવ્યું (ક્રિ) એબ લગાડી, શરમાવી.
મુદ્દલે (વિ) બીલકુલે.
શિકારી (વિ) શિકાર કરનારા.
ખેંચતાણ (ના) ખેંચાખેંચ. [કરવું.
ધિક્કારવું (ક્રિ) તિરસ્કાર
સંકટ (ના) દુઃખ, આપદા.
વખાણી ખીચડી દાંતે વળગે=જેની તારીફ કરીએ તેથી માઠું થાય (જેના વખાણ કરીએ તે માથે ચઢી જાય).
ફાયદાવાળી=ગુણવાળી.
અવગણના (ના) તિરસ્કાર, ધિક્કાર.

**પાઠ ૧૦૬ ઠ્ઠો.**

તળી (ના) જોડાનું તળિઆનું જાડું ચામડું.
મીરજાઇ (વિ) પીશોરીના જેવો પણ બેઠેલી ચાંચનો જોડો.
ખાલું (ના) જોડાનું ઉપલું ચામડું.
પિશોરી (વિ) ઉભી ચાંચનો પારસી સાઇ જોડો.
નરી (ના) ઉંચી જાતનું સાફ ચામડું.
ચંપલ (ના) ખાલું ચાચને ખડા વગરનો જોડો.
કાલબૂત (ના) જોડામાઠોકવાનું મોચીનું લાકડાનું ઓજાર.
સપાટ (ના) ચાંચ તથા ખડા વગરનો જોડો.
આર (ના) સોય જેવું કાણા કોચવાનું મોચીનું હથિયાર.
મુગલાઈ (વિ) વાળેલી ચાંચનો ઉંચી એડીનો જોડો.
મોચી (ના) જોડા સીવનારો.

**ચકતી** ( ના ) **ચામડાના** ગોળ કકડા.
દખણી ( વિ ) સરખા ખાલાનો દક્ષિણી લોકોને પેહેરવાનો જોડો.
ગામડીઆ ( વિ ) એક-સરખા ખાલાના ગા-મડાના લોકોને પેહે-રવાના જોડા.

**પાઠ ૧૦૭ મો.**

ઊથલાવવું ( ક્રિ ) ફેરવી નાંખવું.
પાળ ( ના ) કોરણ.
સુખતળી ( ના ) માંઝર.
મગનીશીંગ (ના) વિલા-યતી શીંગ.
અવળું ( વિ ) ઊંધું.
સવળું ( વિ ) ચતુ.
કોર (ના) બાજુ, પાળ.
ગાળા (ના) ઢીલીચામ-ડાની વાધરી.
મેલ (ના) ધૂળ કચરોવગેરે
ખંખેરી (કૃ) ઝાપટી.
રક્ષણ ( ના ) બચાવ.
ઠોકર ( ના ) ઠેસ.

**પાઠ ૧૦૮ મો.**

અશોક(ના)સુખ, ચેન.
પિંડ ( ના ) ગોળો.
બીચ ( અ ) વચમાં.
કુઠામ(ના) નઠારી જગો.
કીચ ( ના ) કાદવ.
કાયા ( ના ) શરીર.
ગર્થ ( ના ) પૈસો.
ગાંઠ (અ) પાસે, સોડે.
પીજીએ(ક્રિ)પીજઇએ.
કીજીએ (ક્રિ) કરીએ.
વડાઈ ( ના ) મોટાઈ.
વસો ( ક્રિ ) રેહો.
કશો ( વિ ) કંઇપણ.
વસ્યો ( ક્રિ ) રહ્યો.
અસુખ(ના)બેચેનપણું.
ઊલટું ( વિ ) સામું બમણું.
સુઝે ( ક્રિ ) જણાય.
સૂલટુ ( વિ ) સીધું.
ખચીત ( અ ) નક્કી.
પઢું ( ક્રિ ) કહું, ભણું.
વેણ ( ના ) શબ્દ.
પાધરૂં ( વિ ) સીધું.
છપાય ( ક્રિ ) જણાઇ આવે.
પ્રભુજી ( ના ) ઇશ્વર.
ચૌટું ( ના ) બજાર.
ચેત્યો (ક્રિ) ખબરપડી.
નીચ ( વિ ) હલકો.
લપટાણી (ક્રિ) ખરડાઇ.
માયા ( ના ) પુંજી.
પદવિ ( ના ) જગ્યા, દરજજો.
નિર્લજ (વિ) બેશરમો.
ફોકટ ( વિ ) નકામો.
ફજેત ( વિ ) બેહુરમત.

## ( કવિતાની સમજુતી ). ( ૧૬ ).

કદી કેફી વસ્તુ પીવી નહીં, ને વિચારીને કામ કરવું, જેથી લોકોમાં આબરૂ વધે, ને હંમેશાં સુખમાં રહો; કેફ કરવામાં કાંઇ પણ લેહેજત રહી નથી. એથી કરી સામું જીવને બેચેનપણું થાયછે, ને પાધરૂં કામ હોય તે પણ જણાતું નથી; તમારા મનમાં હું બરાબર પાધરોજ શબ્દ કહું છું એવું નક્કી જાણજો; જે માણસ કેફ કરેછે તેની અક્કલ ઘણીજ ઘટેછે; જ્યારે પાપનો ગોળો પાપથી ભરાયછે, ત્યારે કેફી

માણુસ તેની નીશાથી પકડાઈ આવેછે; તે માટે વિચારીને જે માણુસ કેફ કરવી મૂકી દેશે તેનાપર પરમેશ્વર રાજી થશે. ( ૧ ).

કેફી માણુસ કેફ કરીને પછી તે બજારની માંહે ચાલ્યો ત્યાં સારી કે નઠારી જગોએ તે પડી ગયો, તોપણ ( કેફની ધૂનમાં ) તે નઠારાને ખબર પડી નહીં; તેને ખબર પડી નહીં તોપણ તેનું આખું શરીર કાદવમાં ખરડાઈ ગયું, અને તેથી લૂગડાંને છેડે જે પૈસા બાંધેલા હતા તે તે મૂરખ ખોઈ બેઠો ( કોઈ છોડી ગયું ), તેથી **દલપતરામ** કવિ કહેછે કે તે નફ્ફટ થઇને આખી પૃથ્વી ઉપર ફર્યો તે કેફ કરીને નકામો બેહુરમત થશે. ( ૨ ).

---

**પાઠ ૧૦૯ મો.**

સાહી ( ક્રિ ) પકડી.
શત્રુતાઇ(ના) દુશ્મનાઇ.
મિત્રતાઇ (ના) દોસ્તી.
સદાઈ ( અ ) રોજ.
સજનાઇ ( ના) સલુકાઇ.
ભેળવી ( ક્રિ ) મેળવી.
વાસના (ના) ખુશબો.
સુખદાઇ ( વિ ) સુખઉ-પજે એવું.
દ્વેષ ( ના ) કીનો.
બાઇ (ના)બેહેન, બાયડી.
સર્વથી=બધાથી.
તજી ( ક્રિ) છોડી, મૂકી.
સગાં (વિ)એક મા તથા એકજ બાપના પેટના.
સંપીને (ક્રિ) હળીમળીને.
લુચ્ચાઈ ( ના ) દોંગાઇ.
ઠગાઇ ( ના ) ઠગબાજી, છેતરવાનું કામ.
ભલાઇ ( ના )સાલસાઇ.
ટળે ( ક્રિ ) મટે, જાય.
દુખદાઇ ( વિ ) દુઃખ ઉપજે એવો.
લો=બોલો.
મીઠાઇ ( ના ) મીઠાસ.
તન ( ના ) શરીર.

## ( કવિતાની સમજુતી ). ( ૧૭ ).

અરે બાયડીઓ ને મરદો તમે બધાની સાથે સગાઇ પકડીને જેવા એકજ **માબાપના** પેટથી જન્મેલાં ભાઈ બેહેન રોજ હળી મળીને રેહે, કે જેની લડાઇ માણસમાં જણાઇ એમ લડયા નહીં, એવી માણુસાઇ પકડી દોંગાઇ ખંધાઈ છોડીને અને બોલવામાં આબરૂની ખુશબો મેળવીને, વેરભાવ કહાડી નાંખી તમે મનમાં સ્નેહ ભાવ રાખો; એથી તમને સુખ થાય એવું માન મળે ને દુઃખ ઉપજે એવી અદેખાઈ તમારી જતી રહે; માટે મોંઢે સારા સારા શબ્દ બોલો કે તમારા શરીરમાં સુખ થાય. ( નિરાંતે ઉંઘ આવે ).

---

**પાઠ ૧૧૦ મો.**

ખટપટ (ના) કડાકુટ.
ટાઢક ( ના ) ઠંડક.
પટેલ ( ના ) ગામનો ઉપરી.
કસ્બો ( ના ) તાલુકાનું સૌથી મોટું ગામ.
હરખાતા(ક્રિ)ખુશીથતાં.
મૂલ ( ના ) કિમ્મત.
ભાવ્યાં ( ક્રિ ) સારાં લાગ્યાં, સ્વાદ લાગ્યા.
વડો ( વિ ) મોટો.
ઠળીઆ (ના) કળીઆ.
રોપીશ ( ક્રિ ) વાવીશ.
દાડમડી ( ના ) દાડમનું ઝાડ.
ખેડુત ( ના ) જમીન ખેડનારો.
ડાહ્યો ( વિ ) શાણો.
ઓસડ ( ના ) દવા.
જોડવાની ( કૃ ) એકઠા કરવાની.
લોભીઆં (વિ) લાલચુ.
તરશ ( ના ) સોષ.
હરખથી (ના) ખુશીથી.
બચ્ચી ( ના ) બોકી.

**પાઠ ૧૧૧ મો.**

શોધ ( ના ) ખોળ.
ખાઈ ( ના ) ઉંડીખાડી.
ભુરકો ( ના ) કૂદકો.
મટાડી ( ક્રિ ) ઓલવી.
જુક્તિ ( ના ) તદબીર.
કરાડા ( ના ) કોરણ.
ટેકાવે ( ક્રિ ) અઢેલીને મૂકે.
વાર ( ના ) ઢીલ.
ઉગારવા ( કૃ ) બચાવવા.
જોખમ ( ના ) ધાસ્તી.
આપમતલબી ( વિ ) સ્વારથી.
લેખે ( ક્રિ ) ગણે, માને

**પાઠ ૧૧૨ મો.**

ઉજળો ( વિ ) સફેત.
ચળકતો ( વિ ) તેજકરતો, ચળકતો.
ગાળ્યો ( ક્રિ ) રસ કર્યો.
છાપ ( ના ) આકાર.
લેખણ ( ના ) કલમ.
ચાંપશો ( ક્રિ ) દાબશો.
ગાંધી ( ના ) કરીઆણું વેચનાર, નેસ્તી.
હાટે ( ના ) બજારે.
ગલ્લો ( ના ) કાંણાવાળી નાની ઇસકોતરી.
કીકી (ના)નાની છોકરી
ઊંચકી ( કૃ ) ઉપાડી.
તકરાર ( ના ) રગઝક.
ભાગ ( ના ) હિસ્સો.

**પાઠ ૧૧૩ મો.**

ઝુંટવવું ( ક્રિ ) છીનવી લેવું, ખુચી લેવું.
સંતોખવું ( ક્રિ ) તરપત થવું. [થવું.
હરખાવું ( ક્રિ ) મગન
પૂછતાં(ના)તપાસ કરતાં
ચોખ્ખી ( વિ ) સાફદાનતની.
સાથી ( ના ) સોબતી.
ઠર્યો ( ક્રિ ) નક્કી થયો.
ધીરજ ( ના ) સબુરી.
વાટ ( ના ) રાહા.
કાયર ( વિ ) હેરાન.
ઉઘાડી ( ક્રિ ) ખુલ્લી કરી.
ખરચાય ( ના ) વપરાય.
દીકરી ( ના ) છોકરી.
રૂએ ( ક્રિ ) રડે.

**પાઠ ૧૧૪ મો.**

વેગળેથી ( અ ) આઘેથી.
રોઈને ( કૃ ) રડતાં રડતાં.
ઝાપો (ના) પરાનુંનામ.
હીંડતાં ( કૃ ) ચાલતાં.
બાપુ ( ના ) ભાઈ.
થાક (ના) આરામ.
ધણી ( ના ) માલિક.

**પાઠ ૧૧૫ મો.**

અટકચાળો ( વિ ) વીચીત્રો.

અડપલો ( વિ ) અટક-ચાળો, વીચીત્રો
ફાંકડો(ના)રંગીલો,છેલ.
ડારો ( નાં ) ધમકી.
ધીર ( ના ) હિમ્મત, ધીરજ.
ડબી ( ના ) દાબડી.
સૂરા ( ના ) કકડા.
ઝુમી ( ક્રૃ ) બાઝી.
ચશ્મા ( ના ) અક્ષર મોટા દેખાય એવો કાચનો સંચો.
ધુંબ ( ના ) ધબ.
ખાડાળાં ( વિ ) ચપટાં.
અતિશે ( વિ ) ઘણા.
અડપલાં ( ના ) અટક ચાળા, આડાં અવળાં કામ.
છરી ( ના ) ચપ્પુ.
સાન ( ના ) સમજણ.
ડાબલી ( ના ) દાબડી.
આનંદ ( ના ) ખુશી.
તત્કાળ ( અ ) તુરત.
જબરૂં ( વિ ) ભારે, ઘણું.
શોર બકોર ( ના ) અવાજ, સાદ.
ચોક ( ના ) છોથી બાંધેલી જમીન.
અંધો ( વિ ) આંધળો.
હસવું(ના)હાંસી, મજાક.
હાણ ( ના ) નુકસાન.
લાડકડા( ના)લાડવાયો, વાહાલો છોકરો.
વસમા ( વિ ) કપરા.
દાટ ( ના ) જુલમ.
ઘડયો ( ક્રિ ) બનાવ્યો.

## ( કવિતાની સમજુતી ). ( ૧૮ ).

એક અટકચાળો છોકરો, જેનું નામ જીવો હતું; તે જે ઠેકાણે જઇને બેસે ત્યાં ઘણાં અટકચાળા ( આડા અવળા કામ ) કરતો હતો. ( ૧ ). કાગળ કે કલમ પછી ચપ્પુ, જે જે ચીજ તે જોતો તે ગમે તેવી સારી હોય તોપણ તેને ઝડપથી બાઝી પડતો હતો. ( ૨ ) તેને ના કહીએ પણ તે માને નહીં, અને કોઇનું કહેલું કશું તે કાને ધરે નહીં, તો પણ તેને એકજ દહાડામાં, બધી સમજણ આવી ગઇ. ( ૩ ) ઘરડો માણસ ચશ્માને દાબડી ( તપખીરની ) મેલીને માળ ઉપર ગયો, એટલે તે અટકચાળે ( જીવાએ ), તુરત ઘણા હરખ ભરે તે બંને વાના લઇ લીધાં. ( ૪ ). પછી તે ચશ્મા જે ઘણા ચપટા હતા તેને જીવાએ નાક ઉપર ભેરવ્યા, અને પગ વતી ધબ દેતા કે દાબડી હતી તે જોવા સારૂં લીધી. ( ૫ ). તે દાબડીનું ઢાંકણું મજબુત દીધેલું હતું તેથી તે ઉઘાડવાને તેણે ઘણું જોર કીધું, એટલે જોરથી તે ઉઘડતા ઘણું ઉછળ્યું ને ઘણો અવાજ થયો. ( ૬ ). તેમાંથી પછી તેના મોં ઉપર બધે તપખીર તપખીર થઇ રહી, એટલે તે ફાંકડો ( સહેલાણી ) પાછો ફાંફાં મારવા લાગ્યો,

ને હીમ્મત રાખી શકયો નહીં. ( ૭ ). પછી ચશ્મા તે છોના ચોકમાં નાખ્યા, ને છીકો ખાવા લાગ્યો, તે થાકીને ગભરાયો એટલે થુ થુ કરી, પછી જીવો ત્યાં રડવા લાગ્યો. ( ૮ ). તે આંખને ધણી ચોળવા જાયછે તો આંખે તે આંધળો થાયછે. એવામાં ડોસાએ છોકરાને જોયો. અને ચશ્માના કકડા થયેલા દીઠા. ( ૯ ). પછી તે ડોસાએ જીવાને કહ્યું કે ભાઈ હાંસી ( હસારત ) થઇને વળી નુકસાન થયું, માટે હે લાડકવાયા જીવા તું એજ મતાનો જાણજે. ( ૧૦ ). ચશ્મા તો કપરાં થઇ પડયાં, ( માહેના કાચ ભાંગી ગયા ), ને દાબડીએ જુલમ કર્યો ( માંહેની તપખીર વેરાઈ ગઈ). પછી જીવાએ કોઈ દહાડો પણ બીજી વાર પોતાની જીંદગાનીમાં એવો ઘાટ બનાવ્યો નહીં. ( એવું કામ કીધું નહીં. ). ( ૧૧ ).

---

**પાઠ ૧૧૬ મો.**

નાનો કાંટો=કલાકકાંટો.
લાંબો કાંટો=મોટો કાંટો, મિનિટકાંટો.
ચિત્ર(ના)છબી, તસવીર.
કુંડાળું (ના) ચકરડું.
અંતરે ( અ ) છેટે.
આંકડાં ( ના ) નંબરો, અંકો.
મિનિટ ( ના ) ૬૦ પળ.

**પાઠ ૧૧૭ મો.**

મધરાત ( ના ) વચલી રાત ( રાતના ) ૧૨ વાગતાનો વખત.
એકીવારે=સામટા.
સવાલ ( ના ) પ્રશ્ન.
નક્કી ( અ ) ખચીત્ત.
ઝટ ( અ ) જલદી.
ચિત્ર=છબી.
સેકંડ=પળ.
ગોઠવણ=તજવીજ.

**પાઠ ૧૧૮ મો.**

ઋતુ (ના) મોસમ.
વર્ણન(ના)બ્યાન, વિસ્તાર.
શીતળ ( વિ ) ઠંડો.
પાનખર ( ના ) ઝાડનાં પાંતરાં ખરી જાય તે મોસમ.
તંબોળ ( ના ) પાન.
શાલ (ના) ઊનનું કિમતી લુગડું.
સરોવર ( ના ) મોટું તળાવ.
વનસ્પતિ ( ના ) લીલોતરી, ઝાડપાતરાંવગેરે.
વણતોલ=તોલ નહીં થાય તે, ઘણોજ.
મલાર (ના) રાગનું નામ ( ચોમાસામાં ગાવાનો રાગ. )
ખેતીકાર(ના)ખેતીવાળા.
ચાખડી ( ના ) પાવડી.
શિઆળો ( ના ) ટાઢની મોસમ.
કઠોળ( ના )અડદ ચણા વટાણા વાલ વગેરે ધાન્ય. [ ગરખી.
ડગલી (ના) બેવડી અંગરખી.
ઘટે ( ક્રિ ) ઓછો થાય.
ઊનાળો ( ના ) તાપની મોસમ.

જળ (ના) પાણી.
પાન (ના) પાતરાં.
કેસૂડાં (ના) પીળોરંગ કાહાડવાના ફૂલ.
રૂડાં (વિ) સારા.
ગુણવાન (વિ) ફાયદો-વાળા.
હોજ (ના) પાણીનો બાંધેલો કુંડ.
ફુવારા (ના) પાણીની સેરો પોતાની મેળે ફુટે તેવો હોજ.
બાગ (ના) મોટી વાડી.
ચંદન (ના) સુખડને પાણી સાથે ઘસીને કરેલો લોંદો.
પંખા (ના) વીંજણા.
કોયલ (ના) મધુર રાગનું કાળું પક્ષી.
ચોમાસું (ના) વરસાદની મોસમ.
ખાસું (વિ) મઝાનું.
ડૂબાડૂબ (વિ) ખુડાખુડ.
ઉચ્ચારે (ક્રિ) બોલે.
વાવે=રોપે.
ચંપા, ચંબેલી, જૂઇ, ગુલાબ } ફુલના નામ.
ફૂલાય (ક્રિ) ખીલીઆવે.
સુખમાટ (ના) સુખને સારૂં.
હીંચોળા (ના) હીંચકા, હીંડોળા.
ખાટ (ના) ખાટલો.

## ( કવિતાની સમજુતી ). ( ૧૯ ).

**ટાઢની રૂતુ** ( કારતક, માગસર, પોસ, માહ ) માં ઠંડો પવન આવેછે ને પાનખર રૂતુ ( ફાગણ, ચૈત્ર ) માં ઘઊં પાકેછે; શિઆળે ગોળ થાયછે ને કપાસ કઠોળ પણ પાકેછે ને લોકો શરીરે તેલ ચોપડેછે ને પાન ચાવેછે. (૧). વળી શિઆળામાં લોકો ડીલમાં ઉન, બનાતના ડગલા પેહેરેછે ને શાલ ઓઢેછે, ને ગરીબ લોકોના પગ ને ગાલ ફાટી જાયછે (તેઓને ડગલા શાલ મળતા નથી); શિયાળામાં દહાડો ટુંકો ને રાત મોટી હોયછે. ને શરીરમાં ખોરાકોથી જોર આવેછે. ( ૨ ). તાપની રૂતુમાં ભોંયમાં પાણી ઘણું ઉંડાં જતાં રહેછે, ને નદી તળાવનાં પાણી સુકાઈ જાયછે; બધી લીલોતરીના ઝાડને નવાં પાંદડાં આવેછે. ને કામમાં આવે એવા સારા પિળારંગના કેસુડાના ફુલ થાયછે. (૩). ઉનાળામાં પાણીના કુંડ, ફૂવારા, બાગ, બગીચા સારા લાગેછે. અને સુખડનું ચંદન તથા વીંજણો પણ વાહાલા લાગેછે. ( તેથી ઠંડક વળેછે. ) કોયલ પક્ષી સારા મધુર શબ્દ બોલેછે અને ગરમી એટલી પડેછે કે તેનું તોલ થતું નથી ( એટલે તે કહી શકાતી નથી ). (૪). વરસાદની રૂતુ બહુ મઝાની લાગેછે. તેવારે બધે ઠેકાણે પાણી ભરપૂર થઈ રહ્યું હોયછે; લોકો મલાર રાગ

ગાયછે ( કે તેથી વરસાદ આવે ). ને ખેતીવાળાઓ ખેતરમાં રોપણી ચલાવેછે. ( ૫ ). ચંપા ચંબેલી ને જુઈ, તેમજ ગુલાબના ફૂલ સારાં ખીલેછે; ચોમાસામાં વરસાદને સારૂ છત્રીઓ હોયછે ને સુવા બેસવાને હીંચકા ને ખાટલો તથા ચાલવાને પાવડીઓ રાખેલી હોયછે. ( ૬ ).

---

**પાઠ ૧૧૯ મો.**

લાવરી ( ના ) ચંડોળ પક્ષી.
લણવું ( ક્રિ ) કાપણી કરવી.
નચિંત (વિ) બેફિકર.
ફોકટ (વિ) નકામું.
ચિંતા ( ના ) ફિકર.
આડોશી પડોશી (ના) પાસેના ઘરના રહેનાર.
ટાંપીને ( કૃ ) તાકીને.
માલ ( ના ) જીવ.
ભાઇભાંડુ ( ના ) ભાઇ તથા ભાઈ બેહેનનાં છોકરાં છૈયાં.
લણણી ( ના ) કાપણી.
બીન્યાં ( ક્રિ ) બીધાં.
સમાચાર (ના) ખબર.

**પાઠ ૧૨૦ મો.**

ધારણા (ના) દિલાસો.
પંડે (વિ) જાતે, પોતે.
આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય= પોતાનું કામ પોતાથી જેવું સારૂં થાય તેવું બીજાથી નહીં થાય.
મેઘ સમાન જળ નહિ=બીજું ગમે એટલું પાણી આવીને પડે પણ વરસાદના પાણીની બરાબર નહીં થાય.
આપ સમાન બળ નહિ=આપણું કામ કરવામાં આપણું જોર જેટલું કરેછે તેટલું બીજાથી થતું નથી.
મેઘ ( ના ) વરસાદ.
સમાન ( વિ ) બરાબર.
બળ ( ના ) જોર.
નજર ( ના ) નીઘા.

**પાઠ ૧૨૧ મો.**

તેજાનો ( ના ) જાયફળ જાવંત્રી તજ વગેરે મસાલો. [ ગંધદાર.
ખુશબોદાર ( વિ ) સુ-
જાવંત્રી (ના) જાયફળ ઉપરની છાલ.
ટાપુ ( ના ) બેટ.
ખાસાં ( વિ ) મઝાંનાં.
ઝુમખાં (ના) લુમખા.
શોભિતું. (વિ) શોભાયમાન, સારૂં.
બીજ ( ના ) ફળ, ગર.
જામફળ (ના) જમરૂખ.
દેખાવડું ( વિ ) શોભાવંતુ.
ચૂંટી ( કૃ ) તોડી.

**પાઠ ૧૨૨ મો.**

બાદીઆન (ના) એક જાતનો તેજાનો.
ભભકદાર ( વિ ) શોભિતો, ખીલતો.
તજ ( ના ) લવેંગના ઝાડની છાલ.
ગળપણ (ના) મીઠાસ.
નીપજે ( ક્રિ ) પાકે.
કુંપળ (ના) ફણગો.
સોડમ ( ના ) વાસ.
તમાલ પત્ર ( ના ) તજનાં પાંતરાં.
જાંબુડો (વિ) જાંબુના

જેવો, ( ભૂરો આસમાની. )

**પાઠ ૧૨૩ મો.**

લોંકડી ( ના ) કોલ્હાં-જેવું જાનવર.
છટકી જવું (ક્રિ) નાસી જવું, હાથમાં નહીં આવવું.
શિકારી ( ના ) પારધી, શિકાર કરનારો.
અણીદાર ( વિ ) અણીવાળું.
છાંટ (ના) રંગની ભાત.
ખોલ(ના) બખોલ, ખો.
ખો ( ના ) ખાઇ.
સંધ્યાકાળ ( ના ) સમીસાંઝ. ( દીવા બતીનો વખત ).
કોળ (ના) મોટો ઊંદર.
કૂકડાં ( ના ) મરઘા.
બગાડ ( ના ) નુકસાન.
ખબરદાર(વિ)હોંશીયાર
પક્કાઇ ( ના ) ખંધાઈ.
ખંધું ( વિ ) લુચ્ચું.

**પાઠ ૧૨૪ મો.**

મહાસાગર (ના) મોટા-સમુદ્ર, ( પૃથ્વી ઉપર એવા પાંચ છે ).
કાંઠો ( ના ) કિનારો.
હિંદી (ના) હિંદીમહાસાગર. ( હિંદુસ્તાનની દક્ષિણનો. ).
આટ્લાંટિક ( ના ) એશિયા ખંડની પશ્ચિમ તરફનો મહાસાગર.
પાસિફિક(ના)સ્થિરપાણીનો મહાસાગર.
રોકવું (ક્રિ) ઘેરવું, ફરી વળવું.
સાગર ( ના ) સમુદ્ર.
ચારેમેર ( ના ) ચારે બાજુ.
વીંટી (કૃ) લપેટી, ઘેરી.
પીવાજોગ=પીવાલાયક.
પથરાએલું ( કૃ ) ફરી વળેલું.

**પાઠ ૧૨૫ મો.**

ચમત્કાર (ના) અચંબો, અજબ ખેલ.
ખોખું (ના) જીવ વગરનું ખોળીઉં.
વમળ ( ના ) પાણીના ભમરા.
વંટોળીઓ ( ના ) પવનનું જોરથી વાવું.
કંઠાળ (ના) દરિઆ કાંઠેનો દેશ.
શંખલા (ના) છીપોમાં થતા જીવડાં.
ભરતી (ના) જુવાળના પાણીનું આવવું.
ઓટ ( ના ) પાણીનું ઉતરવું.
પરવાળાં(ના) ઝીણાલાલ પથરા જેવી ચીજ દરિઆમાં થાયછે.
વાદળી (ના) કાણાકાણાવાળી પાણી ચુસે એવી પોચી ચીજ.

**પાઠ ૧૨૬ મો.**

ડેરા ( ના ) તંબુ.
તંબુ (ના) નાનો ડેરો.
બારૂં ( ના ) બંદર.
અનુકૂળ ( વિ ) ઠીક. પાધરૂં.
ઢાળે (ક્રિ) ઢળતીરાખેછે.
પેદાશ ( ના ) આવક, નીપજ.
જીવેછે ( ક્રિ ) ગુજારો-કરેછે.
ખૂંટી ( ના ) ખીલી.
હુશિયાર ( વિ ) અક્કલ-વાળા, કાબેલ.

**પાઠ ૧૨૭ મો.**

કળા (ના) હુન્નર, યુક્તિ.
યંત્ર ( ના ) સંચો.

પ્રત ( ના ) નકલ.
મુદ્રાછાપ ( ના ) બીબા છાપ.
શિળાછાપ (ના) પથરા ઉપર અક્ષર પાડી છાપવું તે.
પુસ્તકો(ના)ચોપડીઓ.
શુમારે ( અ ) આસરે
છાયલ, છીંદડી ( ના ) બાયડીઓને પેહેરવાનાં સૂતરાઉલુગડાં.
છીપા (ના) લુગડાં થેકનારા લોકો.
શાહી ( ના ) રૂશનાઇ.
બેડોળ ( વિ ) ખરાબ આકારના, ઘાટવગરના.
સુધારો ( ના ) સારો ફેરફાર, ખામીમટાડવી.
છાપખાનું (ના) પુસ્તકો વગેરે છાપવાનું ઠેકાણું.
નકલ ( ના ) ઉતારો.
હિકમત ( ના ) તદબીર.

**પાઠ ૧૨૮ મો.**

પદાર્થ=વસ્તુ.
વર્ગ=ભાગ.
શ્રેષ્ઠ (વિ) મોટા. [રના.
નિર્જીવ ( વિ ) જીવ વગ-

વર્ગ (ના) જાતિ, પંક્તિ.
વનસ્પતિ(ના)લીલોતરી.
કરમાય (ક્રિ) ચીમળાય.
વેદના (ના) પીડા, દુઃખ.
પદાર્થ(ના)ચીજ, વસ્તુ.
મુદ્દલ ( વિ ) બીલકુલ.
ખરે ખરા ( ના ) સાચે સાચા.

**પાઠ ૧૨૯ મો.**

ટંટો ( ના ) ઝગડો.
પતાવનાર ( ના ) સમાધાન કરનાર.
ઝગડો ( ના ) ટંટો.
પરીક્ષા ( ના ) તપાસ
પંચ ( ના ) પાંચ માણુસની ટોળી.
ઇનામ (ના) ચોપડી વગેરેનો સરપાવ.
ઠરાવ ( ના ) નિશ્ચય.
નારાજી (ના) નાખુશી.
ડાવકી ( ના ) ડાહી.
ફર્યાદ ( ના ) રાવ.
ગુનો ( ના ) વાંક.
મસ્તી ( ના ) તોફાન.
સાંખી ( કૃ ) ખમી.
ખબરદારી (ના) હોંશિઆરી.
ભલમનસાઇ (ના) દાનાઇ, સાલસાઇ.

**પાઠ ૧૩૦ મો.**

ઉપરાણું (ના) તરફદારી.
વહાલાં ( વિ ) હેતેસરી.
લાજતી (કૃ) શરમાતી.
બેનપણી (ના) સહિએર.
વારી ( ક્રિ ) અટકાવી.
ઝંખવાણાં (વિ) ઝાંખા, વીલાં,
ધન્ય ( અ ) શાબાસ.
અસર ( ના ) લાગણી.
ભૂંડી ( વિ ) ખરાબ.
ઝાઝી ( વિ ) ઘણી.

**પાઠ ૧૩૧ મો.**

ભેજ (ના) ભીમાસ, સરદી.
સંધિવા (ના) હાથ પગ રહી જાય એવો વા.
સળેખમ ( ના ) સરકમ, મગજભારેથાય તે
વીનવવું (ક્રિ) વારી વારીને સમજાવવું.
ભોંયતળીઉં (ના) પેહેલામાળ નીચેની જમીન.
રસોડું ( ના ) રાંધણી.
ખબરઅંતર (ના) સમાચાર. [આવતું.
સહેતું (કૃ) સદતું, માફક
અવસ્થા ( ના ) હાલત.

વાંકા ( વિ નબળા.
ગ્રહપીડા ( ના ) ગ્રહના જોગનું દુઃખ.
નડેછે (ક્રિ) હેરાન કરેછે.
કીચડ ( ના ) કાદવ.
નસીબ ( ના ) ભાગ્ય.
મટ્યો ( ક્રિ ) દૂર થયો.

**પાઠ ૧૩૨ મો.**

નામિચો (વિ) જાણીતો. પ્રખ્યાત. [ દાન.
રણ ( ના ) રેતીનું મે-
સરેરાશ (વિ) સરાસરી.
લેખાય ( ક્રિ ) ગણાય.
"જૈનધર્મ=શ્રાવક લોકો-ના ધર્મના.
રળિયામણાં ( વિ ) શોભાયમાન.
અખાત (ના) પાણીવાળી મોટી ખાડી.
તંગાશ ( ના ) તાણ, ખોટ.
રેતાળ (ના) રેતીવાળી.
જાર ( ના ) જુવાર.
ડાંગર ( ના ) ભાત.
પંકાય ( ક્રિ ) સરસ કહેવાય.
સરસ ( વિ ) સારા.

**પાઠ ૧૩૩ મો.**

શોભાયમાન (ના) સારૂં શોભાવંતુ.
ધામ ( ના ) મુકામ.
એજન્સી=પોલીટીકલ એજન્ટના તાબાનું સંસ્થાન.
છાવણી ( ના ) પડાવ.
જિલ્લો ( ના ) જેમાં ઘણાં એક તાલુકા આવેલા તે.
ગવર્નરજનરલ =આખા હિંદુસ્તાન ઉપર હુકુમત કરનાર અમલદાર.
સંસ્થાન (ના) રાજાના-વસાવેલા ખંડિઆ મૂલક.
એજંટ ( ના ) સરકાર તરફથી છાવણી નાખી રેહેનારો.
રાજધાની (ના) તખ્ત.
સંઘ ( ના ) ટોળાં.
સાહુકાર ( ના ) પૈસાવાળો, આબરૂદારગ્રહસ્થ.
કુંડ (ના) છોથી બાંધી લીધેલો ગોળ ઝરો.
અધિકારી (ના) ઓહ્દેદાર, હાકમીવાળા.
મુદ્દત(ના)ઠેરવેલાવખત.
પેટું (ના) તાબો, હવાલા.

**પાઠ ૧૩૪ મો.**

વાવાઝોડું (ના) પવનનું તોફાન.
સૂઝી (ક્રિ) માલમ પડી.
વારામાં (ના) વખતમાં.
તાપણી ( ના ) બળતું.
ગટ્ટો ( ના ) ઠરેલા રસનો ગાંગડો.
જુકિત ( ના ) તદબીર.
કારખાનું (ના) વખાર.
સોડા (ના) એકજાતનો ખાર.
નિર્મળ ( વિ ) ચોખ્ખા.
લોંદો ( ના ) લચકો.
ઘેર (ના) ઘેરાવો, ફેર.

**પાઠ ૧૩૫ મો.**

બિલોરી ( ના ) હાંડીની જાતનો કાચ.
ખપોટી ( ના ) એકજાતની રેતી.
પારદર્શક (વિ) જેમાંથી આર પાર જોવાય તે.
કંદીલ (ના) કાચનું પ્યાલું.
હાડી ( ના ) દીવો સળગાવવાનો કાચનો દબો.
પ્યાલા ( ના ) જામ, પવાલા. [ એવો.
બરડ ( વિ ) ભાંગી જાય

કણી (ના) રજ, રજકણ.
પ્રકાર (ના) જાત.
મેળવણી (ના) ભેગ.
પોટાશ (ના) એક જાતનો ખાર.
બાટલીઓ (ના) સીસીઓ.
આરપાર (અ) આગલા પડથી પાછલા પડસુધી.
પૈસાદાર (વિ) તાલેવંત.

**પાઠ ૧૩૬ મો.**

ઊસ (ના) સાબુ બનાવવાનો ખાર.
કાંકણ (ના) ધોળી ટપકાવાળી કાળી ચપટી ધારવાળી બંગડી.
પ્રખ્યાત (ના) નામીચા.
ખેતર ને છેટે (ના) ખેતરપૂર દૂર.
વોહોરા (ના) હોરા લોક.
બ્રાહ્મણવાડો (ના) બ્રાહ્મણલોકોનો જથો.
પુષ્કળ (વિ) ઘણો.
કાપડાં (ના) ચોળી, કાંચળી.
ખાપો (ના) આરસી, આરસીના કાચના ઝીણા ઝીણા કકડા.
મકાન (ના) ઘર, મુકામ.
મૂળ (ના) હિમ્મત.

**પાઠ ૧૩૭ મો.**

પડછાયો (ના) ઓળો.
સંતોષ (ના) આનંદ.
તીરે (ના) કાંઠે.
ભોગવવું (ક્રિ) વાપરવું.
ઇચ્છે (ક્રિ) ચાહે.
અનીતિ (ના) ગેરરીતી, બીન વિવેક.
લોભે લક્ષણ જાય=લોભથી આબરૂ જતી રેહે.
મૂળગાં (વિ) સમૂળાં, બીલકુલ.
ઉદ્યોગ (ના) મેહેનત.
સ્થિતિ (ના) હાલત.
તકાવવું (ક્રિ) ધારી રેહેવું, તાકી રેહેવું.
બાળવો (વિ) કુડાવવો.
નકામો (ક્રિ) ખાલી.
લોભને થોભ નહિ=લોભનો કંઇછેડો નથી.

**પાઠ ૧૩૮ મો.**

દ્વારકા (ના) કાઠિયાવાડની પશ્ચિમે જાત્રાનું મોટું ધામ છે.
શંખ, ચક્ર, ગદા, પદ્મ } ચાર છાપનાં નામછે, વિષ્ણુના ચાર આયુધ છે.

સ્થાપના (ના) મંડાણ.
ધાટ (ના) ઓવારો.
માથાદીઠ (વિ) માણસદીઠ, એકેકા આદમી એ.
તપાવીને (કૃ) ગરમ કરીને, ઉનુ કરીને.
ડામ (ના) ધગધગતો લોઢાનો ઉનોચપકો.
વેરાગી (ના) સાધુ, બાવા.
મજલ (ના) દસ પંદર ગાઉનો ટપ્પો.
જાત્રાળુ (વિ) જાત્રાજનારા.
બોડાણો (ના) એક રજપૂત ભકત થઇગયો.

**પાઠ ૧૩૯ મો.**

ગુણકારી (ના) ફાયદાકારક, ફાયદાવાળી.
ખજૂર (ના) ખજૂરીના ફળ
સાંથવો (ના) શીરાજેવા બનાવેલો તે લચકો.
પેશી (ના) પીશી.
મુસાફર (ના) જૂદા જૂદા દેશમાં ફરનારા, પ્રવાસી.
ઘટા (ના) ફેલાવો, પથરાઇજવું.

ટાઢક ( ના ) ઠંડક.
ઠળીઓ (ના) કળિઓ.
નકામો ( વિ ) વગર
ખપનો.

**પાઠ ૧૪૦ મો.**

ઘુતારો (ના) સાવરણી.
નીરો ( ના ) કેફ વગ-
રની મીઠી તાડી.
બેવકૂફ (વિ) મુરખ.
સાવરણી ( ના ) ઘુ-
તારો.
તાડી(ના) ખજુરીમાંથા
ઝરપેલો રસ.
મેડા (ના) માળ. [આં.
પીઢીઆં (ના) ભારોટી-
ધાડવા ( ના ) લાંબા મો-
ના કાદવના ઢોચકા.
છેદ (ના) કાણું, વહે.
ઘેલાઈ ( ના ) ગાંડાઇ,
નાદાની.

**પાઠ ૧૪૧ મો.**

અમદાવાદ=ગુજરાતની
રાજગાદીનું મથક.
રાજધાની=રાજગાદીનું
શેહેર.
પુસ્તકશાળા = પુસ્તકો
રાખવાની જગ્યા.
મસીદ = મુસલમાનોને
નીમાજ ભણવાનું
ઠેકાણું.
સ્ટેશન=મુકામ.
રાજનગર=રાજધાની.
કજીરો=કબરો, રોજો.
ટાંકી=પાણીના હોજ.
વરાળયન્ત્ર=બાફનો સં-
ચો.
પ્રખ્યાત=નામીચું.
ભદ્ર=જેમાંભદ્રકાળી મા-
તાછે તે મકાન.
પ્રાચીન=જુનું.
ધોરી=મોટો.
વચ્ચોવચ=મધ્યભાગે.
ખંડેર=જુનામકાનો. પ-
ડીગયલા તેની ખુલ્લી
જમીન.
કાંપ=છાવણી.
ગોરા=સાહેબલોક.

**પાઠ ૧૪૨ મો.**

ઘાટીલાં=ઘાટવાળા.
મિલ=સુતર વણવાનું કા-
રખાનું.
રેલવે=લોઢાની સડક.
કોટ=ચારેપાસ જે દી-
વાલ બાંધેલી હોયતે.
પોળો=ખડકીઓ.
સૂતર=સહેલું.
પરગામ=બીજેગામ.
મ્યુનિસિપાલ=શેહેર સુ-
ધારાનું ખાતું.
વહિવટ=કામ.
સભાસદ=કારભારી.
સુધરાઈ=સુધારો.
મોટીસડકો=મોટારસ્તા,
સરીઆમ રસ્તા.
હોજ=પાણીની ટાંકી.
તરેહતરેહવાર=જુદી
જુદીજાતના.
દેશાવર=પરદેશ.
કીનખાબ=રેશમનુ કસ-
બના બુટ્ટાદાર લુગડું.
મશરૂ=એકજાતનું રેશ-
મી કાપડ.
વખણાય=પંકાય.

**પાઠ ૧૪૩ મો.**

મુખવાળાં=મોઢાવાળા.
સામગ્રી (ના) સામાન.
કારમી ( વિ ) અજબ.
સ્વર્ગ (ના) કૈલાસ[ભારી.
સ્કૂલ ( ના ) નિશાળ.
નર્ક ( ના ) જાહનમ.
દિસે ( ક્રિ ) જણાય.
ભયકાર ( વિ ) બિયા-
મણ.
કાળાં ( વિ ) નઠારાં.
કૃત્ય ( ના ) કામ.
જશ ( ના ) આબરૂ.
ઉજળા ( વિ ) પંકા-

યશ, સફેત.
જન ( ના ) માણસ.
સમાન (વિ) જેવું, બરાબર.
રત્ન ( ના ) કિમતી ઝવાહિર.
અમૂલ ( વિ ) જેની કિમ્મત થઈ શકે નહીં.
મનરંજ (વિ) મનખુશ થાય એવું.
કારંજ ( ના ) ફુવારો.
ચડતે પહોરે=દાહાડો ચડતાં, સૂરજ ઉગતે.
ઠરવાનું ( કૃ ) ખુશી થવાનું, ગમવાનું.

## ( કવિતાની સમજુતી ). ( ૨૦ ).

**ભદ્ર** એટલે કલ્યાણ એ સૌથી સારૂં નામ એવો અર્થ થાય છે. તે તો બધી દુનિયાનાં લોકો જાણેછે પણ કોણ જાણે ક્યા કારણે કાળાશથી ભદ્ર નજરે બિયામણું દેખાયછે. ( ૧ ). તો કેહે તેમાં કાળાં મોંડાવાળા ( કેદી લોક ) રેહેછે, તેઓ નઠારાં કામના કરનારા છે. તે કારણ કાળાશથી ભદ્ર નજરે બિયામણું માલમ પડેછે. ( ૨ ). તેના કરતાં દુનિયામાં જેની આબરૂ ઘણી છે તે જો, અને એવા માણસોથી ભરેલી જશવાળી તું પુસ્તકશાળા જો. ( ૩ ). કાચા કાચના જેવા ( એટલે ભણતા વિદ્યાર્થિ ), કે જેઓ ભણેથી તેની ઘણી કિમ્મત આવેછે, અને પછી તેઓનું સારૂં મુલ આવેછે એટલે ( સારા પગારદાર થઇ જાયછે ). એવા ભણનારાને વાસ્તે આ નિશાળ મોટી છે તે જો. ( ૪ ). સ્વર્ગ, નર્ક, અને આ દુનિયાના લોકના રસ્તા સઘળા સેહેલા છે, તે રસ્તે જવાના જુઓ; આજ ત્રણ દરવાજા છે, એટલે ( અમદાવાદમાં ત્રણ દરવાજાછે તેને સ્વર્ગ, નર્ક, ને આ લોકમાં જવાના એવા ત્રણ દરવાજાની ઉપમા આપીછે ). ( ૫ ). સુખનો બધો સામાન જ્યાં મનને ખુશ લાગે એવો મળેછે. એવો તું વિચારી જો કે આ કારંજ કેવો બનેલો છે. ( ૬ ). દર શુકરવારે આ જગોએ એટલે (અમદાવાદમાં) શોભા સારી બનેછે અને દરરોજ સહવારે સૂરજ ઉગતે માણેકચોકમાં સારો બજાર ભરાયછે. ( ૭ ) એ ચોકના બજારમાં બે ઘડી બેસેથી જીવ ખુશ થાય છે, તે જોઇને દલપતરામ કવિ મનમાં ઘણા ખુશ થાયછે. ( ૮ ).

---

**પાઠ ૧૪૪ મો.**

બહાદુર (વિ) હિમ્મતવાળો.
મડમ (ના) સાહેબ લોકની સ્ત્રી.
ઉતારૂ (ના) વહાણુમાં બેસનારા લોકો.
સાહેબ (ના) યુરોપિયન ગૃહસ્થ, ટોપીવાળો.
વીલો (વિ) સુનો, છુટો.
ગેલ (ના) લાડ.
ડોલ્યું (ક્રિ) વાંકું વળ્યું.
પાધરૂંજ (અ) તુરતજ.
મછવો (ના) નાની હોડી.
પાસે (અ) બાજુએ.
હલેસાં (ના) ચાટવા.
ભાન (ના) સુદ્ધી.

**પાઠ ૧૪૫ મો.**

લંગર (ના) વહાણ અટકાવવાને પાણીમાં નાંખવાની લોઢાની બિલાડી.
કળતર (ના) દુખાવો.
ખલાશી (ના) ખારવા.
અણુસારો (ના) ઇશારત.
તક (ના) વખત, દાવ.
સંકટ (ના) દુઃખ.
ડૂબકી (ના) બુડકી.
દાંતીઆં (ના) ધ્રૂસકીઆં.
લગભગ (અ) નજીક, પાસે.
જડબું (ના) ડાચું.
ઊગર્યો (ક્રિ) બચ્યો.

**પાઠ ૧૪૬ મો.**

તરતબુદ્ધિ (ના) દુઃખની વખતે તુરત ઘટતો ઉપાય સુઝે એવી અક્કલ.
કૂકડી (ના) મરઘી.
ખેડો (ના) વાસ, રેહેઠાણ.
સ્વપ્નું (ના) ઊંઘમા આવતો ખોટો વિચાર.
સંદેહ (ના) વેહેમ.
હિંમત (ના) બહાદુરી.
હારતાં (કૃ) મુકી દેતાં.
તોડ (ના) નીકાળ.

**પાઠ ૧૪૭ મો.**

ખાતર (ના) ઘાસ છાણવગેરે કોહી ગયલો કચરો.
ધરૂ (ના) તરૂ, ઝીણાં કુમળા છોડ.
કોળા (ના) ચોડા.
હળ (ના) જમીન ખેડવાનું લોઢાનું અણીદાર હથિઆર.
વરાળયંત્ર (ના) બાફનો સંચો.
ધમધોકાર (વિ) ઝડપથી, ઝપાટાબંધ.
પાક (ના) અનાજની નિપજ.
ચાસ (ના) હળ ફેરવીને જમીન પોચી પાડે છે તે.
વાવણી (ના) રોપણી.
હારદોર (વિ) હારબંધ.
કણુસલા (ના) કણુસાં.
ઊંબી (ના) કણુસલું, કંઠી.
ક્યારડો (ના) પાણી ભરાયલો નાનો ખાડો.

**પાઠ ૧૪૮ મો.**

જડ (ના) મુળ.
ઉપણવું (ક્રિ) ઝટકવું, ઝપટવું.
માફક (વિ) ઠીક, અનુકુળ.
નીંદી (કૃ) સાફ કરી, કાહાડી નાખી.
ખરિફ (ના) ચોમાસાના પાકનું ધાન્ય.
રવી (ના) શિઆળાના પાકનું ધાન્ય.
તર (વિ) તરપત.
વાવેતર (ના) રોપણી.
રોપા (ના) છોડવા.

ખળી (ના) દાણા કાહાડવાનું ઠેકાણું.
પાર (ના) કણુસાં કંઠી વગેરેમાંથી દાણા કાહાડવાનું ઠેકાણું.
ફોતરાં (ના) છોતરાં.
લાગલાગટ (અ) વરસો વરસ.
હેરફેર (વિ) વારાફરતી એકેક વરસને અંતરે.
એકાદ (વિ) એક.
પડતર (વિ) ખાલી.
કસ (ના) રસ.

**પાઠ ૧૪૯ મો.**

નિમક હલાલ=ઉપકાર ન ભૂલનાર.
અમીર (ના) મોટો માણસ. [જરાન.
પાલનપોષણ (ના) ગુ-
નહાર (ના) વરૂ, ફાડી નાખનારા જાનવરો.
મસ્ત (વિ) જબરા.
છેહ (ના) વિશ્વાસઘાત.
ઇતબારી (વિ) ભરોસાદાર. [ડી, બઇરી.
ધણીઆણી (ના) બાય-
કડકડતી (વિ) સખત.
ધણી (ના) શેઠ.
વચન (ના) કબુલાત.
ઈલાજ (ના) ઉપાય.
લાચારી (ના) નાચારી.
સાર (ના) મતલબ.
સંકટ (ના) આફત.
પાલન (ના) પોષણ.

**પાઠ ૧૫૦ મો.**

ગુલામ (ના) વેચાણ લીધેલો ચાકર.
સિંહ (ના) મોટું ચોપગું જાનવર, જાનવરોનો રાજા.
ભયંકર (વિ) બિયામણો.
મોતીઆં (ના) હાંઝાંજ.
ઇરાદો (ના) ધારણા.
અસલ (અ) અગાઉ.
જૂલમ (ના) ગજબ.
વગડો (ના) વન, રાન.
ઢગલેઢગલા (વિ) ઘણુંજ.
રખડી રખડી (ક્રિ) ભટકી ભટકી.
બચોબચ (અ) ઝપોઝપ.
હાય (ના) શક્તિ.
નિરાશ (વિ) દલગીર.
શોર (ના) અવાજ.
રાંકડું (વિ) દયા ઉપજે એવું, ગરીબડું.
અચંબો (ના) નવાઈ.
ધીરજ (ના) હિમ્મત.

**પાઠ ૧૫૧ મો.**

પગ (ના) ટાંટીઓ.
સુણેલો (વિ) સુઝેલો.
આજારી (વિ) માંદો.
કરાર (ના) સુખ, ચેન.
માયા (ના) હેત.
ભાઈબંધ (ના) દોસ્તદાર.
ઓચિંતો (અ) એકદમ.
નિર્દય (વિ) દયા વગરનો.
હવાલે કર્યો (ક્રિ) સોંપ્યો.
હાકેમ (ના) સરકાર.
જૂલમી (વિ) સખત, જુલમખોર.
કાયદા (ના) ધારા.

**પાઠ ૧૫૨ મો.**

હિંસા (ના) હત્યા.
મેદાન (ના) મોટી ખુલી જગો.
કમકમી (ના) ધ્રુજારી.
તમાશો (ના) મેળો.
મેદની (ના) ઠઠ.
ઉદાસ (વિ) દલગીર.
ફાળ (ના) કુદકો.
બરાડા (ના) બુમ, મોટો ઘાંટો.
ફાડ (ના) ચીર.
કાચા હૈયાનું=નબળું, પોચું, નરમ.

હોશાજ ( ના ) હાંઝાં, ગાત્ર.
તલપ ( ના ) ડાફું.
લાડ ( ના ) ગેલ.
જાતિસ્વભાવ ( ના ) મુળ ખાશિઅત.
કથા ( ના ) વારતા.
માંડીને (કૃ) વિસ્તારીને.
વગડાઉ (વિ) જંગલના.
વીસરવો (ક્રિ) ભૂલવો.
બદલો ( ના ) પાડ.

**પાઠ ૧૫૩ મો.**

ટાંકણી (ના) ટાંચણી.
પાંસરા ( વિ ) સીધા.
કડકા ( ના ) ટુકડા, કકડા.
ખોસવી (ક્રિ) ઘોચવી.
ધારે=માને.
વહેંચી (કૃ) ભાગ પાડી.
પેચ ( ના ) આંટો.
પોશાક ( ના ) પેહેરવાના લુગડાં.

**પાઠ ૧૫૪ મો.**

લોભિઓ ( ના ) લાલચુમાણુસ.
બંદર ( ના ) નદીકે દરિઆ કાંઠે આવેલું શેહેર. [ રેહેવું.
ટંગાવું ( ક્રિ ) લટકાઇ
ત્રણ પૈસા=ત્રણ દોડીઆં.
ભાવ ( ના ) કિમ્મત.
પાઈ ( ના ) એક પઈ.
રાન ( ના ) જંગલ, વન.
રાની ( વિ ) જંગલી.
મફત ( વિ ) પૈસા વગર.
ભરાવે ( વિ ) ભેરવે. અડકાડે.
જાળવીને ( ક્રિ ) સાચવીને.
લટકી ( કૃ ) ટીંગાઇ.

**પાઠ ૧૫૫ મો.**

થોભ (ના) પાર, છેડો.
તૃષ્ણા ( ના ) તરસ.
ધરાય (ક્રિ) તરપત થાય.
આજીજી (ના) કાલાવાલા, ખુશામત.
છોડીશ (ક્રિ) મૂકીશ.
સામટા ( વિ ) એકદમ, એક જથે.
પછડાઇને (કૃ) ઝીંકાઇને.
અતિશે ( વિ ) ઘણાં.
લોભ ( ના ) લાલચ.
શોભા ( ના ) આબરૂ.
સદા (અ) રોજ, નિત્ય.
ધન (ના) પૈસો, દ્રવ્ય.

## ( કવિતાની સમજુતી ). ( ૨૧ ).

જ્યાં **લોભનો** છેડો નહીં એટલે અતિશે લોભ થાયછે ત્યાં સઘળી શોભા આબરૂ જતી રહેછે. જે માણસ હરેક વાતની તૃષ્ણાથી રોજ તરસ્યો રેહેછે તે કોઇ દહાડે પૈસાથી ધરાતો નથી.

---

**પાઠ ૧૫૬ મો.**

કડાકો ( ના ) અપવાસ.
મણા ( ના ) કસર.
ઠાવકું ( ના ) ડાહ્યું.
નિશા ( ના ) ખાતરી.
ભક્ષ ( ના ) શિકાર, ખાવાનું.
સડપ (અ) ધપ, પાધરી.
મધુરોં ( વિ ) સારો.
ચડપ ( અ ) ઝડપથી.
સૂર (ના) ગાવાનો સોર.
ખાલી ( વિ ) અમથો.
ખોળતું ( કૃ ) શોધતું.
દૈવજોગે ( અ ) પરમેશ્વરના કરવાથી.

રૂપ ( ના ) શરીરની કાન્તિ.
રૂપાળી ( વિ ) શોભિતી.
ઘાટ ( ના ) આકાર.
સાદ ( ના ) અવાજ.
ફૂલી (કૃ) ચહડી, ફૂલાઇ.
ઉપાડી (કૃ) ઉંચકી.

**પાઠ ૧૫૭ મો.**

બુઢો ( વિ ) ઘરડો.
ભાગ્ય ( ના ) નસીબ.
ઘટારત ( વિ ) લાયક.
અસવાર (ના) ઘોડા એ-સીને સ્વારી કરનાર.
કઠણ ( વિ ) વજ્જર.
હીંડાડે ( ક્રિ ) ચલાવે
મેણાં ( ના ) ઠપકાના-બોલ.
ઝોળુ ( ના ) ટોળું.

**પાઠ ૧૫૮ મો.**

ગજબ ( ના ) જુલમ.
રહેમ ( ના ) દયા.
ઠબકવું ( ક્રિ ) અટકવું.
જીવાળ ( વિ ) જીવ વાળો, કસદાર.
ઝોળી ( ના ) ગાંસડી.
ખમતી ( વિ ) ઉંચ-કી શકે એવી.
આસામી ( ના ) મા-ણસ.
સાહેતવાર=થોડોવખત.
અવિચારી (વિ) વગર-વિચારના, અણસ-મજુ.
વળી ( ના ) સાકટી.
પછાડા (ના) શરીરઅ-ફાળવું તે.
કરાડા (ના) કિનારો,પા-ણીમાં ઊંડો ખાડો.
લજવાઇને ( કૃ ) શર-માઇને.
સારા નરસા (વિ) સારૂં નઠારૂં.
રૂડું ( વિ ) સારૂં.

**પાઠ ૧૫૯ મો.**

ભુંડું (વિ) બુરૂં, માઠું.
ભલું ( વિ ) સારૂં, રૂડું.
કાચકી (ના) પાણીના-સોપથી ગળે બોલાય નહીં તે.
ભોટવો (ના) માટીનો-કુઓ.
મજેના ( વિ ) સારા.
સોબતી ( ના ) સાથી.
ટકોરા ( ના ) આંગ-ળીના ટચકારા.
અફાળી ( કૃ ) પછાડી.
ભરીઆપ=બેઠેલા પૈ-સા આપ.
નાત ( ના ) જાત.
ખાર ( ના ) અદાવત.

**પાઠ ૧૬૦ મો.**

હલકો ( વિ ) તુચ્છ.
પ્રજા ( ના ) રૈયત.
પરિવાર ( ના ) વંશ, વિસ્તાર.
ધનહીણા ( વિ ) પૈસા વગરના.
ધનવાન (વિ) પૈસાદાર.
અભ્યાસ ( ના ) આ-ખેપ.
કુટુંબી (ના) કુટુંબના.
પિતા (ના) બાપ, તાત.
સમાન ( વિ ) બરાબર.
અવગુણ ( ના ) સારાને બદલે નઠારૂં.
સજજન ( ના ) સા-રા માણસ.
સુવાસ (ના) સારી સુ-ગંધ, સારી ખુશબો.
કાળ ( ના ) રીસ.
આળ (ના) અટકચાળું, ખોટું કામ.
અજ્ઞાની ( વિ ) અણ-સમજુ.
દયાળ (વિ) રેહેમવાળા.

## ( કવિતાની સમજુતી ). ( ૨૨ ).

આ દુનિઆમાના બધા લોકો તે **પરમેશ્વરની** પ્રજા છે, અને આપણે બધા એક કુટુંબના, અને તે એક બાપના છોકરા છૈઆં છઇએ. ( ૧ ).

તેમાં કોઇ શરીરે કાળા હોયછે ને કોઈ ગોરા હોયછે ને કોઈ ગરીબ હોયછે ને કોઈ સરખા પૈસાદાર હોયછે, તે બધાને સરખા ગણવા, કોઇને પણ હલકો ગણવો નહીં. ( ૨ ).

ભુંડાને બદલે ભલું કરવું ( નઠારો ને બદલે સારૂં કરવું ) એ સારા માણસની રીત છે જેમકે સુખડને સળગાવીને બાળીએ ત્યારે ઉલટી માંહેથી સારી ખુશબો નીકળેછે તેમ ( ૩ ) વળી નાનું બચ્ચું જરા બાળ ખેંચે ( કંઈ અટકચાળું ) કરે તો રીસ ચડતી નથી. તેમજ કોઇ અણસમજુ માણસ કાંઈ નુકસાન કરે તો દીલમાં દયા રાખવી ( ગુસ્સે થવું નહીં. ) ( ૪ ).

**પાઠ ૧૬૧ મો.**

રતીપુર ( વિ ) જરાક.
આકરૂં ( વિ ) કપરૂં.
પરહેજી ( ના ) કરી.
કરી ( ના ) પરેજી.
આપમત (ના) પોતાનું ડહાપણ.
પાટણ (ના) ગૂજરાતની ઉત્તરે શહેર છે.
મૂળાડીઆં(ના)મૂળીઆં.
જોર (ના) મારો, જારી રાખવું.
મતલબ ( ના ) સાર.
પીડાય ( ક્રિ ) દુઃખી થાય.

**પાઠ ૧૬૨ મો.**

ઉપયોગી ( ના ) ખપ, વાપરવું.
માતબર ( વિ ) ફળદ્રુપ.
નરાજ ( ના ) કોશ.
સુરંગ (ના) નેહેર, ભાંયમાં ખાડો ખોદી માંહે દારૂભરી સળગાવેછે તે.
થર ( ના ) પડ.
ભાગળ ( ના ) દરવાજા જેવું.
ખડકો ( ના ) ખાણ કે સમુદ્રની નીચે આવેલા મજબુત પથરા.
ભડાકો (ના) અવાજો.
મિશ્ર ( ના ) ભેગ.
વખાર (ના) માલ ભરવાનું ઠેકાણું.
ગાળે ( ક્રિ ) રસ કરે.
જુદી (વિ) છુટી, નોખી.

**સમાપ્ત.**

# સહેલાં લેખાં.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪ | આને | શેર | તો | અડધા | શેરનું ? | જ ·।≡ |
| ૯ | ,, | ,, | ,, | પા | શેરનું ? | જ ·)—। |
| ૪ | ,, | ,, | ,, | પોણો | શેરનું ? | જ ·)≡ |
| ૭ | ,, | ,, | ,, | પા | શેરનું ? | જ ·)—।।। |
| ૧૨ | ,, | ,, | ,, | પોણો | શેરનું ? | જ રૂ ·।।— |
| ૫ | રૂપીએ | મણ | તો | બે | શેરનું ? | જ રૂ ·। |
| ૩ | ,, | ,, | ,, | ચાર | શેરનું ? | જ રૂ ·। દો. ૫ |
| ૧૫ | ,, | ,, | ,, | સાડા છ | શેરનું ? | જ રૂ ૨।≡ |
| ૪। | ,, | ,, | ,, | બે | શેરનું ? | જ દોકડા ૨૧। |
| ૨।। | ,, | ,, | ,, | સાત | શેરનું ? | જ રૂ ·।≡ |
| ૨૬ | ,, | ખાંડી | તો | પાંચ | મણનું ? | જ રૂ ૪ |
| ૧૪ | ,, | ,, | ,, | પાંચ | મણનું ? | જ રૂ ૩।। |
| ૨૨।। | ,, | ,, | ,, | છ | મણનું ? | જ રૂ ૬।।। |
| ૧૬ | ,, | ,, | ,, | સવાસાત | મણનું ? | જ રૂ ૫।।દો. ૫ |
| ૨૪।। | ,, | ,, | ,, | અરાઢ | મણનું ? | જ રૂ ૨૨ દો. ૫ |
| ૩ | ,, | તોલો | ,, | એક | રતીનું ? | જ અડધો આનો |
| ૧૮ | ,, | ,, | ,, | ત્રણ | રતીનું ? | જ રૂ ·।।— |
| ૬ | ,, | ,, | ,, | ત્રણ | વાલનું ? | જ રૂ ·। દો. ૨૦ |
| ૧૮ | ,, | ,, | ,, | સાત | વાલનું ? | જ રૂ ૩ દો. ૧૫ |
| ૧। | ,, | ,, | ,, | સવા બેતાળીશ | તોલાનું ? | જ રૂ ૫૨।।।— |
| ૧૭ | ,, | વીઘું | ,, | પાંચ | વસાનું ? | જ રૂ ૪। |
| ૧૨ | ,, | ,, | ,, | ત્રણ | વસાનું ? | જ રૂ ૧।।। દો. ૫ |
| ૧૭।। | ,, | ,, | ,, | સાડા પાંચ | વસાનું ? | જ રૂ ૪।।।— |
| ૧૨ | ,, | એકર | ,, | ચાર | ગુંઠાનું ? | જ રૂ ૧ દો. ૨૦ |

---

**મુંબઈ:—ડાહ્યાભાઈ જગજીવનદાસ, ભુલેશ્વર, શીરંગીના દેવળ પાછળ, માવજી જેરામના માળામાં.**

**,, એન. ડી. મેહેતાની કું૦, કાળકાદેવીના રસ્તાપર, બુદ્ધિવર્ધક સ્કુલપાસે.**

**સુરત:—નગીનદાસ ફકીરભાઈ, સગરામપુરાના ટેકરાપર.**